# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ



## વાર્ષિક અહેવાલ
## વર્ષ ૨૦૨૨-૨૩




**SHRI AKHIL BHARTIYA KUTCH KADVA PATIDAR SAMAJ**


Head Office : Patidar Vidhyarthi Bhavan, Nakhatrana, Kutch. Pin - 370 615.
Phone : 99090 51360, (02835) 222149
E-mail : abkkpsamajoffice49@gmail.com, Website : www.abkkpsamaj.org



SHRI AKHIL BHARTIYA KUTCH KADVA PATIDAR SAMAJ
(Trust Regd. No. A-828 Kutch Dt. 6-4-1965)

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

મુખ્ય કાર્યાલય : પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા, કચ્છ. પીન - ૩૭૦ ૬૧૫.

Head Office : Patidar Vidhyarthi Bhavan, Nakhatrana, Kutch. Pin - 370 615.

**Phone : (02835) (O) 222149**

E-mail : abkkpsamajoffice49@gmail.com • Website : www.abkkpsamaj.org




જાવક નં. ....../22-23.......    Dt.01-07-2023

# વાર્ષિક સામાન્ય સભા સરક્યુલર

**જય મા ઉમિયા...જય લક્ષ્મીનારાયણ...જય સનાતન...**

વ્હાલા સદસ્ય ભાઈઓ/બહેનો,

શ્રીસમાજનો સાદ સુણીને સમગ્ર ભારતભરમાંથી વિશાળ સંખ્યામાં જ્ઞાતિજનો ઉમળકાભેર ઉપસ્થિત રહીને સનાતની શતાબ્દી મહોત્સવને યાદગાર અને દૈદિપ્યમાન બનાવ્યો. સાથે જ્ઞાતિના પ્રથમ સનાતની અધિવેશનમાં અભૂતપૂર્વ અને અનોખા ઉત્સાહએ સૌ સનાતની હૈયામાં વિશિષ્ટ ઊર્જાનો સંચાર કર્યો. આ સાથે યુવાસંઘે પચાસ વર્ષનો તથા મહિલાસંઘે પચ્ચીસ વર્ષનો પડાવ પૂર્ણ કરીને સમાજમાં સેવાકીય પ્રવૃતિની વધુ સજ્જતા કેળવી છે. ત્યારે આવો.. ત્રિવિધ મહોત્સવના આયામોની સિદ્ધિ તરફ આગળ વધવા....

આપણા **આદરણીય પ્રમુખશ્રી અબજીભાઈ વિશ્રામભાઈ કાનાણીના અધ્યક્ષ** સ્થાને તારીખ **31/8/ 2023** ના રોજ સવારે **9:15** કલાકે સમાજના મુખ્ય કાર્યાલય પાટીદાર વિદ્યાર્થી ભવન- નખત્રાણા ખાતે શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની વાર્ષિક સાધારણ સભા મળશે. જેમાં સમયસર હાજર રહી સભાની કાર્યવાહીમાં ભાગ લેવા આગ્રહભરી વિનંતી.

## સભાની કાર્યસૂચી

**01. પ્રાર્થના...સ્વાગત...શ્રધ્ધાંજલી...**
**02. ગત સભાની મિનીટસનું વાંચન...બહાલી....**
**03. આવેલ અગત્યના પત્રોનું વાંચન અને સમીક્ષા...**
**04. વર્ષ 2022-23 ના ઓડિટ થયેલ હિસાબોની રજુઆત અને બહાલી...**
**05. સનાતની શતાબ્દી મહોત્સવના હિસાબોની રજુઆત અને બહાલી...**
**06. કેન્દ્રિય સમાજની વર્તમાન ગતિવિધીનો અહેવાલ...**
**07. જ્ઞાતિના અધિવેશનમાં પસાર થયેલ રીત-રીવાજો અને નીતિ-નિયમોની પૂર્તતા અને અમલીકરણ...**
**08. કેન્દ્રિય સમાજની કાર્યસમિતિનો અહેવાલ...**
**09. કેન્દ્રિય સમાજના ઝોન દ્વારા થયેલ કામગીરીનો અહેવાલ...**
**10. કેન્દ્રિય ન્યાય સમિતિ દ્વારા થયેલ કામગીરીનો અહેવાલ...**
**11. ઉમા એજ્યુકેશન એન્ડ ચેરીટીબલ ટ્રસ્ટનો અહેવાલ...**
**12. કચ્છ વિદ્યા પ્રતિષ્ઠાન કોલેજનો અહેવાલ...**
**13. દેવાશિષ હોસ્પિટલનો અહેવાલ...**
**14. યુવાસંઘ-મહિલાસંઘ કાર્યવાહીનો અહેવાલ...**
**15. કેન્દ્રિય સમાજના મુખપત્ર સનાતન ધર્મ પત્રિકાનો અહેવાલ...**
**16. પ્રમુખ સ્થાનેથી રજુઆત થાય તે પર ચર્ચા...**
**17. પ્રમુખશ્રીનું ઉદબોધન...**
**18. આભાર દર્શન... રાષ્ટ્રગીત...સમાપન...**

**પુરષોત્તમભાઈ રવજીભાઈ ભગત**
**મહામંત્રીશ્રી**
શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
Mo.98245 33100

નોંધ :-01. કોરમના અભાવે મુલત્વી રહેલ સભા 30 મીનીટ બાદ એજ સ્થળે મળશે.
02. આપના વિસ્તારના કેન્દ્રિય સમાજના આજીવન સભ્યોને આ વાર્ષિક સામાન્ય સભાની જાણ કરવા વિનંતી
03. સમાજની વેબસાઈટ **abkkpsamaj.org** ઉપર આ વાર્ષિક સામાન્ય સભાનો સરક્યુલર જોઈ શકાશે.
04. સમાજની વેબસાઈટ **abkkpsamaj.org** ઉપર વર્ષ 2022-23 નો હિસાબ મુકવામાં આવશે.

# પ્રમુખશ્રીનું નિવેદન

વહાલા, જ્ઞાતિજનો

સાદર જય લક્ષ્મીનારાયણ...

આપ સૌના અદભુત સહકાર સૌજન્યથી ભારે ઉત્સાહ અને ઉમંગથી આપણે સનાતનીઓના અસ્તિત્વનો ઉત્સવ સનાતની શતાબ્દી મહોત્સવ શાનદાર રીતે ઉજવ્યો. સનાતની ગૌરવ યાત્રાના ઉપક્રમે થી ભારતભરના ઝોન સમાજોના માધ્યમથી તમામ ઘટક સમાજો સુધી પહોંચીને સર્વ જ્ઞાતિજનોમાં સમાજ ભાવનાની સાથે સનાતની ભાવનાને પણ બળવતર કરીને ભાવભર્યું નિમંત્રણ ટીમ સમાજ દ્વારા પાઠવવામાં આવ્યું હતું જેની વ્યાપક અસર મહોત્સવના સમિયાણામાં ભૂતપૂર્વ જનમેદની સ્વરૂપે જોવા મળી હતી.

અનેક પ્રતિકૂળતા, અવરોધો અને તત્કાલીન જ્ઞાતિના ગેઢેરાઓના વિરોધ વચ્ચે કરાચી ખાતે શરૂ થયેલી સનાતની જ્યોત આજે સો વર્ષ પછી વિરાટ જ્વાળા બનીને સમગ્ર સમાજમાં કેસરિયાં સનાતની અજવાળા પાથર્યાં છે. દાયકાઓ સુધી દબાતે સ્વરે બોલાતી સનાતન અને લક્ષ્મીનારાયણ ધર્મની જયનો આજે બુલંદ અવાજે સમગ્ર જ્ઞાતિમાં ઠેર ઠેર નિર્ભય અને નિર્વિવાદ રીતે જયઘોષ થઈ રહ્યો છે સો વર્ષે થી ચાલી આવતી આ સંઘર્ષ યાત્રા હવે રંગ લાવી છે. જ્ઞાતિ સુધારકો અને પૂ. સંતોના શમણાં પૂર્ણતઃ સાકાર થવાને આરે આવીને ઊભા હોય તેવું લાગી રહ્યું છે. જ્ઞાતિનું છઠ્ઠું અધિવેશન એ પ્રથમ સનાતની અધિવેશન બની રહ્યું જેમાં વિશાળ સંખ્યામાં ઉપસ્થિત માનવ મહેરામણનો અદમ્ય ઉત્સાહ સાથે નવીન ઠરાવોની સ્વીકૃતિ અને વધામણાએ સાબિત કરી આપ્યું કે આપણો સમાજ હવે સો ટકા શુદ્ધ સનાતની સમાજ. એનાથી ઓછું કંઈ ન ખપે.

યુવાસંઘ પોતાના સ્થાપનાના 50 વર્ષ પૂર્ણ કરી રંગેચંગે સુવર્ણ જયંતી મહોત્સવ ઉજવ્યો વિવિધ કાર્યક્રમોનું આયોજન કરી ભારતભરની યુવા શક્તિને સામેલ કરીને તેમનામાં સામાજિક ભાવનાનું સંસ્કરણ કર્યું વળી મહિલા સંઘના પણ યોગાનું યોગ 25 વર્ષ પુરા થયાં તે નિમિત્તે રજત જયંતિ પર્વનો મહિલાસંઘે પણ વિશેષ ઉજવણી કરી આમ શ્રીસમાજ યુવાસંઘ મહિલાસંઘના ત્રિવેણી મહોત્સવ દ્વારા પાંચ દિવસ સુધી કુટુંબની ત્રણ ત્રણ પેઢી સમીયાણામાં એક છત્ર નીચે બેસીને સામાજિક ભાવનાના દર્શન કરાવી સામાજિક સંગઠનને વધુ મજબૂત કર્યું છે. આમ પાંચ દિવસના આ કાર્યક્રમમાં ભારતના વડાપ્રધાન આદરણીય નરેન્દ્રભાઈ મોદી સાહેબ અને ગુજરાતના મુખ્યમંત્રી આદરણીય શ્રી ભુપેન્દ્રભાઈ પટેલ સાહેબ દ્વારા વર્ચ્યુઅલ ઉપસ્થિતિ તેમજ કેન્દ્રીય મંત્રી પુરુષોત્તમભાઈ રૂપાલા, સાંસદ વિનોદભાઈ ચાવડા, કચ્છ જિલ્લાના ભુજના ધારાસભ્યશ્રી કેશુભાઈ પટેલ તથા તમામ ધારાસભ્યશ્રીઓ તેમજ અન્ય રાજકીય મહાનુભવો ઉપરાંત જગતગુરુ શંકરાચાર્ય ના પ્રત્યક્ષ આશીર્વાદ એ સમગ્ર કાર્યક્રમને ઊંચી ગરિમા પ્રદાન કરી છે. તો સમાજના સંત રત્નો તેમજ સામાજિક સંસ્થાઓમાં ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાયના પ્રમુખ શ્રી હંસરાજભાઈ ધોળું, લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનના પ્રમુખશ્રી ગંગારામભાઈ રામાણી, ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝા ના હોદ્દેદારશ્રીઓ, વિશ્વ ઉમિયા ફાઉન્ડેશનના પ્રમુખશ્રી આર.પી. પટેલ સાહેબ તેમજ અન્ય સામાજિક અગ્રણીઓએ પણ ઉપસ્થિત રહીને સમીયાણાની શોભા વધારી છે.

સમગ્ર સનાતની શતાબ્દી મહોત્સવ માટે તન મન અને ધન થી જેમને અર્પણ તર્પણ અને સમર્પણ કર્યું છે તે સૌ ઊં પ્રત્યે આભાર ની લાગણી સાથે ઋણભાવ વ્યક્ત કરું છું.

ગઈ સામાન્ય સભામાં સનાતન અને શતાબ્દી મહોત્સવ ઉજવવાનું નક્કી થયું ત્યારથી જ આપણા સમાજના ટ્રસ્ટીશ્રીઓ અને હોદ્દેદારશ્રીઓ તથા પ્રભારીશ્રીઓ અને તમામ ઝોન ના કર્ણધારો આયોજન સમિતિના ચેરમેનશ્રી ગોપાલભાઈ ભાવાણી તેમજ આયોજન સમિતિએ પોતાની જવાબદારી ઉપાડી લીધી અને સનાતની ગૌરવ યાત્રા દ્વારા છેવાડા સુધી પહોંચીને આગોતરૂ આમંત્રણ આપી મહોત્સવ માટે તમામ પ્રકારની યોગ્ય પૂર્વ ભૂમિકા તૈયાર કરી હતી જેનું પરિણામ આપણે મહોત્સવમાં જોઈ શક્યા.

બીપોર જોયે વાવાઝોડાએ કચ્છને ઘમરોળ્યું કુદરતે વધુ એક વખત સહનશીલ અને ધૈર્યવાન આપણા કચ્છી ભાઈઓને કસોટી કરી બગાયતી ખેતી કરતા આપણા ખેડૂતોના મોંમાં આવેલો કોળિયો છીનવાઈ ગયો. શ્રી સમાજની ટીમ અસરગ્રસ્ત ખેડૂતોની રૂબરૂ મુલાકાત લઈ સામાજિક ઉષ્મા પ્રદાન કરી.

આ બધાની વચ્ચે ભુજ ખાતે નવીન સંપાદિત કરેલી જમીન માટે ભૂમિદાન સમય મર્યાદામાં પૂર્ણ કરવા આપણે પ્રતિબંધ છીએ તો વળી અમદાવાદ ખાતે પણ શૈક્ષણિક અને સામાજિક સંકુલનો વર્ષોથી વિચારાધીન પ્રોજેક્ટ તરફ હવે આગળ વધવાનો સમય આવી ગયો છે.

**અબજીભાઈ વિશ્રામભાઈ કાનાણી**
**પ્રમુખશ્રી**
**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ**

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

## વર્ષ દરમિયાન થયેલ પ્રવૃત્તિઓનો અહેવાલ..

સંગઠિત સમાજ અને જ્ઞાતિના સંગઠનનું માળખું આપણને વારસામાં મળ્યું છે સમગ્ર વિશ્વ ફલક પર આર્થિક વિકાસ અર્થે આપણે ભલે વિસ્તર્યા હોઈએ પરંતુ આપણો એક પગ તો અંગદના પગની જેમ માદરે વતન કચ્છ અને જ્ઞાતિ બાંધવો માટે સ્થિર અડીખમ રહ્યો છે. આપણે જ્યાં ગયા છીએ ત્યાં જ્ઞાતિ ભાવના અને સંગઠનને સાથે લઈને ગયા છીએ જેના ફળ સ્વરૂપે જ્યાં જ્યાં આપણો સમાજ સ્થિર થયો ત્યાં ત્યાં સમાજીક પ્રવૃત્તિઓ ધમધમે છે અને તે તમામ ઘટક સમાજો આપણા સમાજની માતૃસંસ્થા શ્રીસમાજની સામાજિક પ્રવૃત્તિઓની વાહક બની છે અને આ ક્રમ નિરંતર વ્યાપક બની રહ્યો છે. કેન્દ્રીય સમાજની વર્ષ 2021-2024ની ટીમ આપણા સુકાની આદરણીય કર્મઠ પ્રમુખશ્રી અબજીભાઈ કાનાણીના સુદીર્ઘ સમાજ સેવાના અનુભવના સથવારે તેમના સક્ષમ માર્ગદર્શનથી આપણો સમાજ સર્વાંગી વિકાસ તરફ આગળ વધી રહ્યો છે.

ભુજ ખાતે નવીન જમીન સંપાદન અને તેના માટે ભૂમિદાનના  માધ્યમથી તમામ ઝોનોના સહયોગથી લક્ષ્ય તરફ આગળ વધી રહ્યા છીએ તમામ દાતાઓનો  પણ નોંધપાત્ર સહયોગ સાંપડી રહ્યો છે. જોકે શતાબ્દી મહોત્સવ ના કારણે આ મુદ્દે થોડા વિચલિત થવાયું પણ તેમ છતાં સૌ દાતાઓના સહયોગથી આપણે આગળ વધી રહ્યા છીએ અને બહુ જલ્દી આપણે આપણા નિર્ધારિત લક્ષ્ય સુધી પહોંચી જઈશું.

આ વર્ષ માટે સનાતનની શતાબ્દી મહોત્સવનો ત્રિવિધ કાર્યક્રમ આ વર્ષ માટે મહત્વનો બની રહ્યો ગત જનરલ સભામાં નક્કી થયા પછી આપણું સમગ્ર સંગઠનનું માળખું શ્રી સમાજની સાથે યુવાસંઘ અને મહિલા સંઘે પણ આ વર્ષ દરમિયાન ખાસ ફોકસ આ મહોત્સવમાં કર્યું જેના કારણે સનાતની શતાબ્દી મહોત્સવ અને જ્ઞાતિનું પ્રથમ સનાતની અધિવેશનને યાદગાર અને યશસ્વી બનાવી શક્યા.

આ ઉપરાંત શ્રીસમાજના કાયમી પ્રોજેક્ટ સ્કૂલ, છાત્રાલય, કોલેજ, દેવાશિષ હોસ્પિટલ, ડિઝાસ્ટર ના માધ્યમથી થતી નિરંતર સેવાકીય પ્રવૃત્તિઓ ને આગળ ધપાવી છે.

## શ્રીસમાજ દ્વારા ચાલતી યોજનાઓ...

આદર્શ સમાજ વ્યવસ્થાનું પ્રથમ સોપાન એ છે કે જ્ઞાતિના જરૂરિયાત મંદ પરિવારોની ચિંતા કરવી આવા પરિવાર માટે શ્રીસમાજ માવતર ની ભૂમિકા અદા કરે છે સમાજના કોઈ તેજસ્વી સંતાનને ઉચ્ચ અભ્યાસ માટે પોતાની આર્થિક સ્થિતિ બાધક ન બને, તથા કુદરતી કે આકસ્મિક આફત કે કોઈ અગમ્ય સંજોગોના ભોગ બનેલા પરિવાર વિવશ કે લાચાર ન બને તેમજ સ્વમાનભેર જીવન જીવી શકે તથા સંસ્કારી સમાજના સભ્ય હોવાનું ગૌરવ લઈ શકે તે હેતુથી સમાજના ઉદાર અને દરિયાદિલ સમજજનો  દ્વારા દર વર્ષે દિવાળી બોણી ભેટ સ્વરૂપે આવતી રકમમાંથી નીચે જણાવ્યા મુજબ ની સહાય શ્રી સમાજ દ્વારા આપવામાં આવે છે.

**1.... નિરાધાર સહાય યોજના...**

આ યોજનામાં શ્રી સમાજ દ્વારા સમાજની નિરાધાર બહેનોને સહાય આપવામાં આવે છે. આ યોજના અંતર્ગત આ વર્ષે 84 બહેનોને રૂપિયા 14,68,700.00   સહાય રુપે આપેલ છે.  આ યોજના અંતર્ગત અત્યાર સુધી 94 બહેનોને રુ. 62,21,311.00 સહાય રુપે આપવામાં આવેલ છે.

**2..... પ્રમુખશ્રીની રાહત નીતિ યોજના.....**

આ યોજનામાં શ્રી સમાજ દ્વારા કુદરતી આકસ્મિક આપદા (આગ, અતિવૃષ્ટિ) વગેરે થી જ્ઞાતિના પરિવારને બિઝનેસમાં થયેલ નુકસાન માટે અને આર્થિક સંકટ આવે તેવા જરૂરીયાત મંદ પરિવારને લોન સ્વરૂપે સહાય આપવામાં આવે છે.આ યોજના અંતર્ગત આ વર્ષે સમાજના 04 પરિવારને સહાય રૂપે રૂપિયા 09.50 લાખ આપેલ છે. ટોટલ 48 પરિવારને 1 કરોડ 22 લાખ 50 હજાર લોન સ્વરૂપે આપેલ છે.

**3..... વિદ્યા સેતુ યોજના......(ઉચ્ચ શિક્ષણ નીધિ સહાય યોજના)**

આ યોજનામાં શ્રી સમાજ દ્વારા સમાજના જરૂરિયાત મંદ પરિવારના બાળકોને ઉચ્ચ અભ્યાસ માટે વગર વ્યાજની લોન સ્વરૂપે સહાય આપવામાં આવે છે. આ યોજના અંતર્ગત આ વર્ષે સમાજના જરૂરિયાતમંદ પરિવારના 9 વિદ્યાર્થીઓને સહાયરૂપ  રુ. 7.00 લાખ આપેલ છે. ટોટલ 62 વિદ્યાર્થીઓને રૂપિયા 63.50 લાખ આપેલ છે

# સનાતની શતાબ્દી મહોત્સવનો અહેવાલ

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ આયોજિત સનાતની શતાબ્દી મહોત્સવ તા. 10 થી14 મે 2023 દરમિયાન નખત્રાણા ખાતે શ્રી સમાજના પ્રમુખશ્રી અબજીભાઈ વિશ્રામભાઈ કાનાણીના અધ્યક્ષ સ્થાને તથા શ્રીસમાજના વરિષ્ઠ ટ્રસ્ટીશ્રી ગોપાલભાઈ વાલજીભાઈ ભાવાણીના મહોત્સવ સમિતિના ચેરમેન પદે ભારે હર્ષોલ્લાસથી જ્ઞાતિજનોની અભૂતપૂર્વ વિશાળ જન મેદનીની ઉપસ્થિતિમાં યોજાઇ ગયો.

સો વર્ષ પહેલા 1920 માં કરાંચી ખાતે સનાતની અસ્તિત્વ માટે પરિષદના માધ્યમથી શરૂ થયેલ સનાતની સંગઠનની શતાબ્દીની ઉજવણી, શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘને પચાસ વર્ષ પૂર્ણ થતા સુવર્ણ જયંતિ મહોત્સવ તથા યોગા નું યોગ મહિલા સંઘને પચ્ચીસ વર્ષ પૂર્ણ થતા રજત જયંતિની ઉજવણીનો ત્રિવિધ મહોત્સવ સનાતની શતાબ્દી મહોત્સવ સ્વરૂપે ઉજવવાનું નક્કી કરવામાં આવ્યું હતું. છેલ્લા આઠ મહિનાથી તૈયારીઓ ચાલુ હતી, જેના ભાગરૂપે સમગ્ર ભારત ભરના પચ્ચીસ ઝોન સમાજોમાં સનાતની ગૌરવ યાત્રાનું આયોજન કરી આગોતરું આમંત્રણ પાઠવવામાં આવ્યું હતું. જેમાં સમાજના શ્રેષ્ઠિઓ તરફથી ઉદાર મને દાનની સરવાણી, આયોજકોની આયોજનની પ્રતિબદ્ધતા, સનાતની સૈનિક ભાઈ- બહેનોની સમર્પિત શ્રમસેવા, અને સમગ્ર જ્ઞાતિજનોનો અદમ્ય ઉત્સાહ તથા સહકાર સૌજન્યથી મહોત્સવ સંપૂર્ણ સફળ થઈ દીપી ઉઠ્યો છે. સમીયાણામાં ઉપસ્થિત સૌ અબાલ વૃદ્ધ જ્ઞાતિજનોએ સનાતની શતાબ્દી મહોત્સવની યાદગાર, અવિસ્મરણીય અનુભૂતિ મેળવી અભિભૂત થયા છે.

**શાનદાર શોભાયાત્રા** :-

શોભાયાત્રામાં અકલ્પનીય માનવ મેદની ઉમટી પડી હતી. શોભાયાત્રામાં ભરચક માનવ મહેરામણની ઉત્સાહભેરની ભાગીદારી ઊડીને આંખે વળગે તેવી હતી, ઝોન સમાજ દ્વારા દેશના વિવિધ પ્રાંતોનું પ્રતિનિધિત્વ કરતી ટેબ્લો કૃતિથી વિરાટ ભારતના દર્શન થતા હતા. થીમ આધારિત પ્રત્યેક કૃતિની સર્જનશીલતા કાબીલે દાદ હતી અને તમામ કૃતિઓ વિશિષ્ટ સનાતની સંદેશ આપતી હતી શોભાયાત્રામાં ભાગ લેનાર જ્ઞાતિજનોનો હરખ આભે ચડ્યો હતો અને સૌ મન મૂકીને ઝૂમી ઉઠ્યા હતા.

**સનાતની શંખનાદ :-**

યુવાસંઘ દ્વારા આયોજિત સનાતની શંખનાદ દ્વારા એશિયા બુક ઓફ વર્લ્ડ રેકોર્ડ અને ઇન્ડિયા બુક ઓફ વર્લ્ડ રેકોર્ડમાં ગૌરવવંતુ સ્થાન પ્રાપ્ત કર્યું હતું

**સનાતની શતાબ્દી મહોત્સવ ઉદ્ઘાટન સત્ર**

**રાજકીય અને સામાજિક મંચ :-**

સમારંભના બીજા દિવસે પ્રભાત સત્રમાં સામાજિક તેમજ રાજકીય મહાનુભવોના ઉદબોધનો બાદ ગુજરાતના માનનીય મુખ્યમંત્રીશ્રી ભુપેન્દ્રભાઈ પટેલએ વર્ચ્યુઅલ ઉદબોધન કર્યા બાદ ભારતના યશસ્વી વડાપ્રધાન નરેન્દ્ર ભાઈ મોદી સાહેબે પોતાના વર્ચ્યુઅલી ઉદબોધનમાં આપણી જ્ઞાતિ પ્રત્યે વિશેષ આદરભાવ રજૂ કર્યો હતો અને આપણી જ્ઞાતિના ભૂતકાળમાં વિદેશી આક્રાંતાઓ સામેના સંઘર્ષની જિક્ર કરી હતી અને જ્ઞાતિ સુધારક નારાયણજી રામજી લીંબાણીનું પાવન સ્મરણ કર્યું હતું.

**સનાતની ધર્મસભા** :-

દ્વારકા શારદાપીઠના જગતગુરુ શંકરાચાર્ય સ્વામી સદાનંદ સરસ્વતીએ પોતાના આશીર્વાદમાં સનાતન ધર્મનો મર્મ સમજાવ્યો હતો અને આપણી જ્ઞાતિના સનાતની અસ્તિત્વ માટેના સંઘર્ષને બિરદાવ્યો હતો. સામાજિક અને ધાર્મિક સભામાં આપણા સંતો તથા સામાજિક અને રાજકીય અગ્રણીઓએ જ્ઞાતિજનોના ઉત્થાન માટે પ્રેરક પ્રસંગો વર્ણવી પ્રસંગોચિત આશીર્વાદ આપ્યા હતા.

**સનાતની ગૌરવ નાટીકા :-**

આપણી જ્ઞાતિના કષ્ટદાયક ધાર્મિક અતિતની ઝાંખી કરાવતી "સનાતની ગૌરવ નાટિકા" રજૂ કરવામાં આવી હતી

**જ્ઞાતિના સર્વાંગી વિકાસ માટે સનાતની વિઝનના વાવેતર** :-

સમાજની વિઝન સમિતિ દ્વારા નાટ્ય શિક્ષણ અંતર્ગત વિવિધ સમિતિના ધ્યેયો ઉદ્દેશો અને કાર્ય પ્રણાલીને ઉજાગર કરતી ફિલ્મો બનાવીને રજૂ કરવામાં આવી જે સમિતિઓના પ્રચાર પ્રસાર માટે અસરકારક પુરવાર થઈ

**યુવાસંઘ સુવર્ણ જયંતી મહોત્સવ ઉજવણી :-**

અખિલ ભારતીય કચ્છ કરવા પાટીદાર યુવાસંઘના પૂર્વ પ્રમુખશ્રીઓ તેમજ પૂર્વ મહામંત્રીશ્રીઓનું વિશિષ્ટ સન્માન કરવામાં આવ્યું.

નાટક સ્પર્ધા યુવાસંઘ સાંસ્કૃતિક રાસ ગરબા સ્પર્ધા, યુવાસંઘ બેસ્ટ વોઇસ પ્રિન્સ પ્રિન્સેસ પ્રતિયોગીતાઓથી કાર્યક્રમ દીપી ઉઠ્યો હતો.

**મહિલા સંઘ રજત જયંતિ પર્વની ઉજવણી**

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર મહિલાસંઘ દ્વારા રજત જયંતિ પર્વની ઉજવણી કરવામાં આવી

**સનાતની સંતો અને સનાતની રત્નોની ગૌરવ યાત્રા :-**

સનાતની શતાબ્દી મહોત્સવનુ સનાતની અધિવેશનસંતો અને સનાતની પાટીદાર રત્નોની ગૌરવ યાત્રા સાથે સનાતની જ્ઞાતિનું પ્રથમ અધિવેશન વિશાળ માનવ મહેરામણ

તાલીઓના બુલંદ ગડગડાટ વચ્ચે ઠરાવો સર્વ સંમતિથી પસાર કરવામાં આવ્યા હતા સામાજિક કાર્યમાં યુવા વર્ગની જિજ્ઞાસા, ભાગીદારી અને ઠરાવો સ્વીકારવાની તમન્ના સૌનું ધ્યાન આકર્ષી ઉજળા ભવિષ્યની પ્રતીતિ કરાવતી હતી સૌ એક એક ઠરાવની રજૂઆતને તાળીઓના બુલંદ ગડગડાટ પછી પોતાના હાથ ઊંચા કરી પોતાની સ્વીકૃતિ આપી રહ્યા હતા વર્ષોની અનિમેષ ઝંખનાનો જાણે અંત આવતો હોય તેમ સૌના હૈયામાં આનંદ સાગરના મોજા ઉછળી રહ્યા હતા.

સનાતની શતાબ્દી મહોત્સવમાં જેમના તરફથી "શ્રીલક્ષ્મી"અને "શ્રમ"ના તમામ દાતાશ્રીઓનું સન્માન કરવામાં આવ્યું હતું જેમાં તમામ સમિતિના કન્વીનરો સહ કન્વીનરો અને સભ્યશ્રીઓ, સ્વયંસેવકો,કાર્યકરો, પાંચ દિવસ દરમિયાન અમૂલ્ય સેવા આપનાર તમામ ગામના યુવક મંડળો અને મહિલા મંડળોની શ્રીસમાજ સમર્પિત સેવાઓની નોંધ લઇ સૌનું સન્માન કરવામાં આવ્યું હતું.

**સનાતની મહારાસ :-**

અંતિમ સત્રમાં સનાતની મહારાસમાં મધુર સુરે હજારો ખેલૈયાઓ જુમી ઉઠ્યા હતા અને તેનાથી પણ વધારે ભાઈ બહેનો પ્રેક્ષક ગેલેરી માંથી સુર અને સંગીતના સથવારે તલ્લીન બની ગરબાની રમઝટ માણતા જ્ઞાતિના સંતાનોને નિહાળી મોજ માણતા હતા. પરોઢિયા સુધી સૌએ મહારાસની મજા માણી હતી.

| મહામંત્રીશ્રી | મંત્રીશ્રી | મંત્રીશ્રી | મંત્રીશ્રી |
|---|---|---|---|
| **પુરષોત્તમભાઈ ભગત** | **ડૉ. અશોકભાઈ ભાવાણી** | **મોહનભાઈ ધોળુ** | **વિનોદભાઈ ભગત** |

## <u>સનાતન ધર્મ પત્રિકા</u>

સનાતન ધર્મ પત્રિકા એટલે શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર. શ્રી સમાજની પોતાની માલિકીનું અમદાવાદ, નરોડા ખાતે સુવિધા કેન્દ્ર શરૂ થતાં સનાતન ધર્મ પત્રિકાના માર્ચ-૨૦૨૦ પછીથી અંકોનું છાપકામ તથા પોસ્ટ અમદાવાદથી કરવામાં આવી રહ્યું છે.

હાલમાં માસિક અંકની સંપાદકીય જવાબદારી કાંતિભાઈ રામાણી કોટડા (જ), દૈનિક પત્રિકા (ઇ પેપર) પ્રકાશનની જવાબદારી પરષોત્તમભાઈ માકણી ગોવા તથા ગૌરાંગભાઈ ધનાણી કડોદરા, તથા સાંજે વિડીયો ક્લિપ (જે હાલમાં સંયોગવસાત બંધ છે)આવે છે તેની જવાબદારી પુરષોત્તમભાઈ વાલાણી કપડવંજ સંયોજક મિત્રોના સહકારથી સંભાળી રહ્યા છે. કાર્યની વહેચણી માટે વિવિધ ટીમો :- સનાતન ધર્મ પત્રિકા પ્રચાર પ્રસાર સમિતિ, એડ્મીન એવંમ્ વિચાર સમિતિ, ઓફિસ સંચાલન સમિતિ, હિસાબ ફંડ, પ્રેસનોટ સંકલન સમિતિ, વિશેષઅંક સમિતિ, રિવ્યુ તપાસ, સુધારા-વધારા સમિતિ, જાહેરાત વૃધ્ધિ સમિતિ, પ્રચાર પ્રસાર એવંમ્ લવાજમ સમિતિ, સલાહકાર સમિતિ, પત્રિકા છાપકામ તથા વિતરણ સમિતિ.

સનાતની શતાબ્દી મહોત્સવના પ્રચાર અને પ્રસારનું કાર્ય સનાતન ધર્મ પત્રિકા સાથે શ્રી સમાજની પ્રચાર સમિતિ અને મહોત્સવની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા જવલંત રીતે નિભાવવામાં આવી... જેમાં શ્રી સમાજના શ્રેષ્ઠી દાતાશ્રીઓની નોંધ દૈનિક અને માસિક એમ બંને પત્રકોમાં લેવામાં આવી. મહોત્સવ પ્રોગ્રામના આયોજનની માહિતી તબક્કાવાર દૈનિક અને માસિકમાં આપવામાં આવી. સનાતન ધર્મ પત્રિકાની ઓડિયો વિઝ્યુઅલ ટીમ દ્વારા નાના વિડિયોના મધ્યમથી અખિલ ભારતીય જ્ઞાતિમાં સનાતન ધર્મ અને સનાતની શતાબ્દી મહોત્સવનો બહોળો પ્રચાર કરવામાં આવ્યો. જૂન 2023 ના સનાતની શતાબ્દી મહોત્સવની વિશેષ નોંધ સાથેનો અંક પ્રકાશિત કરવામાં આવ્યો જેમાં પ્રોગ્રામમાં શ્રી સમાજ, યુવાસંઘ, મહિલાસંઘના મુખ્ય પ્રોગ્રામ ના ફોટોગ્રાફ્ હાઈલાઈટ કરવામાં આવ્યાં.

માર્ચ 2023 ના ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાયના અમૃત મહોત્સવની ભવ્ય ઉજવણીને સનાતન ધર્મ પત્રિકાના દૈનિક અને માસિકમાં વિસ્તૃત કવરેજ આપવામાં આવ્યું. ઓડિયો વિડિયો ટીમ દ્વારા નાના નાના વિડીયો દ્વારા આ પ્રોગ્રામને ભારતભરમાં જ્ઞાતિ જનોને પહોંચાડવાં આવ્યો. શ્રી લક્ષ્મીનારાયણ સંસ્કારધામ દેશલપર અને ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાય બંને સંસ્થાઓની ગતિવિધિઓ તથા આયોજીત કાર્યક્રમોની માહિતી સમયે સમયે સનાતન ધર્મ પત્રિકમાં પ્રકાશિત કરવામાં આવે છે.

શ્રી અ. ભા. ક. ક. પા. યુવાસંઘના સુવર્ણજયંતિ પ્રોગ્રામ, હૈદરાબાદ અને નખત્રાણાનું વિસ્તૃત કવરેજ સનાતન ધર્મ પત્રિકામાં આપવામાં આવ્યું સાથે લાઈવ કવરેજ પણ યુવાસંઘ મહોત્સવની પ્રચાર પ્રચાર સમિતિ દ્વારા કરવામાં આવી.

શ્રી અ. ભા. ક. ક. પા. મહિલાસંઘના ભારતભરમાં વિવિધ ઝોન સમાજોની રચના કરવામાં આવી જેના નવ રચિત સભ્યો સહિત ઝોનની માહિતી સનાતન ધર્મ પત્રિકાના વિવિધ મધ્યમોમાં આવી. મહિલાસંઘના રજતજયંતિ મહોત્સવનું રજે રજ કવરેજ સનાતન ધર્મ પત્રિકામાં લેવામાં આવ્યું.

માસિક અંકને રસપ્રદ બનાવવા આ બધા સમાચારોની સાથે સાથે જુદી જુદી કોલમો જેમકે સમાજનો આવાજ, યુવાસંઘ ની કલમે, મહિલાસંઘ નો નાદ, મનનીય લેખ, મેડિકલ, આધ્યાત્મિક, વિઝનડેવલોપમેન્ટ, કિચન કોર્નર, બીજનેશ, જેવી જુદી જુદી કોલમો પણ પ્રકાશિત કરવામાં આવે છે.

આ પ્રકાશન પ્રવૃતિને આર્થિક રીતે પહોંચી વળવા માં સહયોગી અમે અમારા મુખ્ય જાહેરાતોના દાતાશ્રીઓ એવા H.K DOOR, ULTRA DENIM, SHARPEX ENGINEERING વગેરે ના અમે સદાય આભારી રહીશું. સનાતન ધર્મ પત્રિકા શ્રી સમાજ અને સંલગ્ન સંસ્થાઓના હાલચાલ, સનાતન ધર્મ સાથે આપણા જ્ઞાતિ વિષયક મુદ્દાઓને ભારતભરમાં સમાજોના છેવાડાના ઘર સુધી ડિજિટલ અને પેપર મધ્યમથી પહોંચાડવા હમેશાં કટિબદ્ધ રહેશે.

**કન્વીનરશ્રી : ડો.વિઠલભાઇ નારણભાઇ ભાવાણી** **સહ કન્વીનરશ્રી : નવિનભાઇ દેવજીભાઇ લીંબાણી**

## :: વિવિધ સંસ્થાના અહેવાલ ::

વર્ષ 2022/23

# પાટીદાર વિદ્યાર્થી ભવન નખત્રાણા

સમાજની ગાઈડલાઈન પ્રમાણે ભવનમાં રૂમો તેમજ સંકુલ લગ્ન પ્રસંગ જેવા આયોજન તથા આગંતુકોને ભાડે અપાય છે, જેનો સારો પ્રતિસાદ મળે છે. દરેક જ્ઞાતિજનો આ સંકુલ નો લાભ લે છે.

દર વર્ષે રાષ્ટ્રીય કાર્યક્રમમાં 15 મી ઓગસ્ટ, 26 જાન્યુઆરી વગેરે આપણા સંકુલોમાં ઊજવીએ છીએ.

પરમ આદરણીય નારાયણજી બાપાની જયંતિ નો પ્રસંગ પણ પુરા સન્માન સાથે ઉજવીએ છીએ.

શ્રી સમાજ યુવા સંઘ તથા મહિલા સંઘની ઓગસ્ટ માસમાં તથા વચ્ચે પણ યોજાતી સભાઓ સમય ભોજન સહિતની વ્યવસ્થા સમિતિ સંભાળે છે.

સરકારી અર્થ સરકારી ઇલેક્શન જેવા કોઈપણ કાર્યક્રમમાં આર્મી બટાલીયાનો જ્યારે બોર્ડિંગમાં રોકાણ કરે છે ત્યારે સંકુલની જાળવણી ની વ્યવસ્થા સમિતિ સંભાળી હતી.

ભવનમાં નવી ચેમ્બર બનાવી તથા બાજુમાં બે નવી ઓફિસ બનાવેલ છે.

ભવન ની નવી ઓફીસ ની પાછળ ની સાઈડ રસ્તો કોટડા ને જોડતો કર્યો.

ભવનમાં આવતી P.G.V.C.L. લાઇન અંદરથી કાઢી બહારની સાઇડમાં ટ્રાન્સફોર્મ અને નવી લાઇન નાખેલ છે.

ભવનમાં ટોટલ રૂમ A/Cથઈ ગયેલ છે.

ભવનમાં જુના પલંગ કાઢી નવી સેટી પલંગ અને નવા ગાદલા બનાવેલ છે.

સામેના વરંડામાં નવી પાણીની પાઇપલાઇન તથા ગટર લાઇન નાખેલ બંને વરંડામાં દીવાલ ઉપર કલર તથા રૂમ રીપેરીંગ કરાવેલ છે.

વાવાઝોડામાં ફુટ પેકેજ બનાવી વિતરણ કરેલ છે 2000 નંગ

ગ્રાઉન્ડમાં વિજય સ્તંભ ઉભો કરેલ છે.

નવી ઓફિસ ની આગળ ની જગ્યા ઉપર ઇન્ટરલોક બેસાડેલ છે.

સનાતની શતાબ્દી મહોત્સવ વખતે સંચાલન સમિતિ અને જે જવાબદારી સોંપેલ હતી તે સફળતાપૂર્વક પાર પાડેલ છે.

| ક્રમ | મહિના | નિભાવ દાન |
|---|---|---|
| 1 | એપ્રિલ - 22 | 1,07,200/- |
| 2 | મે - 22 | 2,24,500/- |
| 3 | જૂન - 22 | 8,500/- |
| 4 | જુલાઇ - 22 | 64,600/- |
| 5 | ઓગસ્ટ - 22 | 21,400/- |
| 6 | સપ્ટેમ્બર - 22 | 45,500/- |
| 7 | ઓક્ટોબર - 22 | 52,000/- |
| 8 | નવેમ્બર - 22 | 4,24,100/- |
| 9 | ડિસેમ્બર - 22 | 88,500/- |
| 10 | જાન્યુઆરી - 23 | 1,72,800/- |
| 11 | ફેબ્રુઆરી- 23 | 2,03,020/- |
| 12 | માર્ચ- 23 | 2,13,550/- |
| | ટોટલ | 16,25,670/- |

**કન્વીનરશ્રી : ગોવિંદભાઇ સામજીભાઇ ધોળુ** **સહ કન્વીનરશ્રી : કરશનભાઇ વેલજીભાઇ લીંબાણી**

## પાટીદાર કન્યા છાત્રાલય - નખત્રાણા

આ વર્ષ કોરોનાની મહામારીમાંથી મુક્તિ મેળવીને સંસ્થામાં મુક્ત મને દીકરીઓએ એડમિશન લીધેલ.

વર્ષ 2022 23 માં સત્ર 20 6 2023 થી શરૂ કરવામાં આવેલ જેમાં 49 દીકરીઓએ પ્રવેશ મેળવેલ આ વર્ષે ધોરણ 9 થી 12 સુધીની દીકરીઓને ટ્યુશન ક્લાસમાં મોકલવા માં આવેલ, આ વર્ષ ટ્યુશન ક્લાસ તથા ટીડી વેલાણી હાઇસ્કુલ તરફથી પ્રવાસનું આયોજન ગોઠવવામાં આવેલ હતું. દીકરીઓને દરરોજ સાંજે પ્રાર્થના સભામાં ફરજિયાત જ્ઞાન કસોટી થી વાકેફ કરવામાં આવે છે દીકરીઓને શારીરિક વ્યાયામ ફૂટબોલ વોલીબોલ બેડમિન્ટન વિગેરે રમતો દ્વારા શારીરિક શિક્ષણ આપવામાં આવે છે.

દિવાળી બાદ વાલી મિલનનું આયોજન કરવામાં આવેલ જેમાં દીકરીઓના સર્વે વાલીઓ, શ્રી સમાજના ઉપપ્રમુખ શ્રી રાજેશભાઈ દીવાણી, પશ્ચિમ કચ્છ સમાજ ઝોનના પ્રમુખશ્રી, બોર્ડિંગના કન્વીનર શ્રી સહ કન્વીનર શ્રી તથા પશ્ચિમ કચ્છ યુવા સંઘના પ્રમુખ શ્રી વિગેરેને સામેલ કરીને સંસ્થાની ગતિવિધિથી વાલીઓ સાથે ચર્ચા ગોષ્ટિ રાખેલ અને સાથે ભોજન ની વ્યવસ્થા કરવામાં આવેલ, સંસ્થામાં કેન્દ્રીય મહિલા સંઘ ની મીટીંગ નું આયોજન પણ અહીં ભોજન સહ ની વ્યવસ્થા કરી આપીએ છીએ. આ વર્ષમાં કુલ 47 દીકરીઓએ પરીક્ષા આપેલ જેનું નીચે મુજબ સો ટકા પાસ થયેલ છે.

| ધોરણ | દીકરીઓની સંખ્યા | પાસ | ટકાવારી |
|---|---|---|---|
| 7 | 1 | 1 | 100% |
| 8 | 1 | 1 | 100% |
| 9 | 10 | 10 | 100% |
| 10 | 11 | 11 | 100% |
| 11 | 16 | 16 | 100% |
| 12 | 8 | 8 | 100% |
| કુલ | 47 | 47 | 100% |

અમારી સંચાલનની સર્વે ટીમ તન મનથી બહુ સારી રીતે સહયોગ આપી રહ્યા છે અમોને શ્રી સમાજ દ્વારા જરૂરી માર્ગદર્શન મળી રહેલ છે.

**કન્વીનરશ્રી : પ્રવિણભાઇ શામજીભાઇ ધનાણી** **સહ કન્વીનરશ્રી : શામજીભાઇ રામજીભાઇ લીંબાણી**

# પાટીદાર વિદ્યાર્થી હોસ્ટેલ ભુજ

સમાજના દીર્ઘદ્રષ્ટા વડીલોના પ્રયત્નોથી ૩૫ વર્ષ અગાઉ નિર્માણ પામેલી વિદ્યાર્થી હોસ્ટેલમાં અત્યાર સુધી 4,600 થી વધારે વિદ્યાર્થીઓએ હોસ્ટેલમાં રહીને અભ્યાસ કરી ચુક્યા છે.

વર્ષ-૨૦૨૨-૨૩ દરમ્યાન જુદી જુદી ફેકલ્ટીના ૪૦ જેટલા સત્ર તેમજ પરીક્ષાર્થીઓએ હોસ્ટેલમાં પ્રવેશ મેળવ્યો હતો. હોસ્ટેલના વિદ્યાર્થીઓ જુદી -જુદી ઈતર પ્રવૃત્તિઓ હોસ્ટેલમાં રહીને કરતા હોય છે. જેમાં રમત-ગમત, સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ, બ્લડ ડોનેશન, સિવિલ ડિફેન્સ તેમજ એનસીસી અને આરએસએસની શાખામાં પણ ભાગ લેતા હોય છે.હોસ્ટેલમાં રહેતા વિદ્યાર્થીઓને માર્ગદર્શન મળી રહે તે માટે કોલેજ તેમજ જુદી જુદી શાખાના નિષ્ણાંતો દ્વારા મોટિવેશનલ અપાય છે. જેમાં વિદ્યાર્થીઓને મોટિવેશનલ સ્પીચની સાથે પ્રશ્નોત્તરી દ્વારા સમજ અપાય છે.વિદ્યાર્થીઓ અભ્યાસની સાથે સ્વરક્ષણ અને બચાવ કામગીરીમાં ભાગીદાર બને તે હેતુથી સરકારશ્રીની સિવિલ ડિફેન્સની પાંચ દિવસની તાલીમ નાગરિક સંરક્ષણ દ્વારા અવારનવાર મેળવતા હોય છે.

પર્યટન અને વ્યાપાર તેમજ હોસ્પિટલની સુવિધામાં ભુજ શહેર દિવસેને દિવસે વિકાસ પામી રહ્યુ છે. તેવામાં હોસ્પિટલ અને અન્ય કામથી આવતા જ્ઞાતિના આગંતુકો માટે વ્યાજબી ભાવથી ભોજનની સુવિધા પણ સમયાંતરે કરવામાં આવે છે. કોરોનાના કપરા સમયમાં દર્દીઓ માટે મોટી સંખ્યામાં નિશુલ્ક ટિફિન સેવા સંચાલન સમિતિ તેમજ સ્થાનિક ઉત્સાહી જ્ઞાતિના યુવાનો દ્વારા શુલભ કરાઇ હતી.

આ સંકુલમાં અવારનવાર કેન્દ્રીય સમાજ પૂર્વ કચ્છ ભુજ ઝોનની સભાઓ ઉપરાંત શૈક્ષણિક ઉત્કર્ષના કાર્યક્રમો પણ યોજવામાં આવે છે.

ઘણા સમયથી વિદ્યાર્થી હોસ્ટેલના સ્થળાંતરણની માંગ હતી, જે કેન્દ્રીય સમાજની વર્તમાન ટીમના પ્રયાસથી મિરજાપર ત્રણ રસ્તે સાડા ત્રણ એકર જેટલી જમીન ખરીદાઇ છે તે ખરેખર અભિનંદનીય છે, હવે વહેલી તકે જ્ઞાતિજનોના સહયોગથી હોસ્ટેલ સ્થાનાંતરિત થાય તેવી અભિલાષા છે.

ભુજ જીલ્લાનું પાટનગર છે સાથે સાથે કચ્છને યુનિવર્સિટી મળતાં અનેક અભ્યાસક્રમ ચાલુ થયા છે. ત્યારે આવા શિક્ષણ ક્ષેત્રને વધારે ઉજ્જવળ બનાવવા સૌને માર્ગદર્શન અને સહયોગ આપવા સંચાલન સમિતિની પ્રાર્થના છે.

**કન્વીનરશ્રી : રમેશભાઇ ગોવિંદભાઇ પોકાર** **સહ કન્વીનરશ્રી : લક્ષ્મણભાઇ શિવગણભાઇ માવાણી**

# પાટીદાર વિદ્યાર્થી હોસ્ટેલ - વલ્લભવિદ્યાનગર

**વલ્લભવિદ્યાનગર મુકામે કેન્દ્રીય સમાજનું વિદ્યાર્થી ભવન હતું જે અત્યારે જમીનદોસ્ત કરી નાખેલ છે હાલમાં કોઇ પ્રવૃતી નથી.**

**સહ કન્વીનરશ્રી : ચંદુભાઇ વિશ્રામભાઇ ભાદાણી** **કન્વીનરશ્રી : મહેન્દ્રભાઇ કાનજીભાઇ પોકાર**

# પાટીદાર કન્યા વિદ્યાલય-ભુજ,

| ક્રમ | માસ | સ્કુલમાં થતી પ્રવૃતિનું નામ |
|---|---|---|
| 1 | જૂન | વિશ્વ યોગ દિવસ ધોરડોળો ખાતે,અષાઢી બીજની ઉજવણી |
| 2 | જુલાઇ | વિશ્વ વસ્તી દિન નિમિત્તે નિમંત્ર સ્પર્ધા. ગુરુ પૂર્ણિમાની ઉજવણી. કલાકુંભમાં વિવિધ સ્પર્ધામાં ભાગ લીધો. |
| 3 | ઓગષ્ટ | આઝાદી કા અમૃત મહોત્સવ ઉજવણી, સ્વતંત્ર પર્વની ઉજવણી, દેશભક્તિ ગીત, રાખડી સ્પર્ધા, મહેંદી સ્પર્ધા. |
| 4 | સપ્ટેમ્બર | શિક્ષક દિન, વિશ્વ સાક્ષરતા દિન, હિન્દી દિન, વિશ્વ ઓઝોન દિન, પોષણ સપ્તાહની ઉજવણી, યુવક મહોત્સવ ઉજવણી. |
| 5 | ઓક્ટોબર | ગાંધી જયંતી, વન્ય પ્રાણી સપ્તાહ દિન, નવરાત્રી ઉજવણી, ગ્રાહક સુરક્ષા અંતર્ગત સ્પર્ધાઓ. |
| 6 | નવેમ્બર | ભારતીય બંધારણ દિન, વિશ્વ ડાયાબિટીસ દિવસની ઉજવણી. |
| 7 | ડિસેમ્બર | વિશ્વ એઇડ્સ દિન, માનવ અધિકાર દિન, ઉર્જા સંરક્ષણ દિન, કિસાન દિન, દર માસે રાષ્ટ્રીય ગ્રાહક સુરક્ષા દિન. |
| 8 | જાન્યુઆરી | રાષ્ટ્રીય યુવા દિન, પ્રજાસત્તાક દિનની ઉજવણી. |
| 9 | ફેબ્રુઆરી | માતૃભાષા ગૌરવ દિન, રાષ્ટ્રીય વિજ્ઞાન દિવસ |
| 10 | માર્ચ | આંતરરાષ્ટ્રીય મહિલા દિન, વિશ્વ જળ દિન, વિશ્વ વન દિન |
| 11 | એપ્રિલ | વિશ્વ પુસ્તક દિન, પૃથ્વી દિવસ |

**વર્ષ 2022/23 નું વાર્ષિક પરિણામ**

| ધોરણ | ટકા |
|---|---|
| 9 | 100% |
| 10 | 88.04% |
| 11 | 100% |
| 12 | 97.61% |
| છાત્રાલયની વિદ્યાર્થીનીઓ | 100% |

## વિદ્યાલય-છાત્રાલય

-મેલેરીયા નિયંત્રણ કચેરી દ્વારા વક્તો વખત મચ્છરજન્ય રોગો વિશેની માહિતી પૂરી પાડવામાં આવી.
-દરેક સ્પર્ધામાં પ્રથમ ત્રણ નંબરો ને ઇનામથી પ્રોત્સાહિત કરવામાં આવ્યા.
-વર્ષમાં બે વાર વાલી મીટીંગ બોલાવવામાં આવી.
-શૈક્ષણિક નાના મોટા પ્રવાસો યોજવામાં આવ્યા. (રાજસ્થાન)
-તજજ્ઞો દ્વારા દર્શન તથા આધ્યાત્મિક વિષય પર માર્ગદર્શન આપવામાં આવ્યું.
-મેડિકલ કેમ્પ તથા ફિઝિકલ ફિટનેસ જેવા કેમ્પ યોજવામાં આવે છે.
-ઈકો ક્લબ પ્રવૃત્તિ દ્વારા વૃક્ષારોપણ કરવામાં આવી.
-નવરાત્રી શરદ પૂનમ જેવા તહેવારોમાં રાસ ગરબા રમાડી ઉજવવામાં આવ્યા.
-રમત ગમત માં તાલુકા જિલ્લા રાજ્ય કક્ષાએ ભાગ લીધેલ છે.
-વિજ્ઞાન મેળામાં ભાગ લેવામાં આવ્યો હતો. વિજ્ઞાન સેમિનારમાં પણ ભાગ લીધેલ.
-સરકાર દ્વારા કલા મહોત્સવ ચિત્ર નિબંધ જેવી પ્રવૃત્તિઓમાં ભાગ લેવામાં આવેલ છ અને નંબર પ્રાપ્ત કરેલ છે.
-હેલ્થ અને ડાયઝિન નો સેમીનાર યોજવામાં આવેલ.
-શૈક્ષણિક ધો. 9 થી કોલેજ સુધી દરેક વિદ્યાર્થીના પ્રથમ ત્રણ નંબરો ને અને શૈક્ષણિક તથા બિન શૈક્ષણિક સ્ટાફને વર્ષના અંતે સન્માન કરવામાં આવ્યા.
-ગ્રાહક સુરક્ષા સંદર્ભે કન્ઝ્યુમરસે તજજ્ઞોનું માર્ગદર્શન.
-યસ બેન્ક ની મુલાકાત (બેન્કિંગ વ્યવહાર અંગે પ્રત્યક્ષ જ્ઞાન)
-ભારતીય સંસ્કૃતિ જ્ઞાન પરીક્ષા ભારત કો જાનો સ્વામી વિવેકાનંદ ક્વિઝ ભાગ લીધેલ
-વાર્ષિક ઉત્સવમાં ધો. 10/12 માં ઉચ્ચ સિદ્ધિ પ્રાપ્ત કરનાર વિદ્યાર્થી નીઓને ડૉ. પ્રેમજીભાઈ ઘોઘારી તરફથી 51,000/00 રૂ/- નું ઇનામ જાહેર કરેલ.
-શાળા સંકુલોમાં આગ સામેની સાચવેથી રૂપે ફાયર સિસ્ટમ બેસાડવામાં આવી છે.
-દર વર્ષે સમિતિના સભ્યશ્રી વિશનજીભાઈ ભગત દ્વારા નિશુલ્ક બ્લડ ગ્રુપ ચેક કરવામાં આવે છે.
-લોક વિજ્ઞાન કેન્દ્રની લોકાર્પણ પ્રસંગે શાળાની વિદ્યાર્થીનીઓ દ્વારા મુલાકાત લેવામાં આવી.
-G3QUIZ સ્પર્ધામાં સિદ્ધિ પ્રાપ્ત કરેલ વિદ્યાર્થીનીઓને 5,000/00 રૂ|. સુધીના રોકડ ઇનામ પ્રાપ્ત થયેલ હતા.
-વિદ્યાર્થીનીઓમાં નેતૃત્વ ક્ષમતા ઉજાગર કરવા હેતુ વર્ષ દરમિયાન વિદ્યાર્થી તથા શિક્ષકોની વિવિધ સમિતિઓ રચવામાં આવે છે.
-શાળામાં દરેક વિદ્યાર્થીની આરોગ્ય તપાસ બ્લડ ગ્રુપ તપાસ ડોક્ટરો દ્વારા મફત નિદાન
-છાત્રાલયની વિવિધ પ્રવૃત્તિઓ માટે સમિતિઓનું ગઠન અને સંચાલન છાત્ર દ્વારાઓ દ્વારા કરાય છે જેની તેમનામાં નેતૃત્વની ક્ષમતા ઉજાગર થાય અને વિકસિત થાય.
-આજ અને ક્રાફ્ટ લગતી વિવિધ પ્રવૃત્તિઓને પ્રોત્સાહન આપી રુચી પેદા કરાય છે.
-ચાલુ વર્ષથી વાલી પ્રતિનિધિ મંડળમાં મંડળની રચના તેમજ ગામ દીઠ વાલી પ્રતિનિધિની નિયુક્તિ કરવામાં આવેલ છે.
-જિલ્લા કક્ષાના સ્વતંત્ર પર્વની ઉજવણીમાં આપણી શાળાની વિદ્યાર્થીનીઓ દ્વારા સાંસ્કૃતિક કાર્યક્રમ રજૂ કરવામાં આવેલ.

**કન્વીનરશ્રી : પ્રો. કે.વી.પાટીદાર** **સહ કન્વીનરશ્રી : અમૃતલાલ ગોવિંદભાઇ સામાણી**

# પાટીદાર સમાજવાડી - ભુજ

સમાજ વાડીનું મકાન રીપેરીંગ મેઇનટેન્સ માંગે છે જે સુધારા વધારા સાથે ગોઠવણી કરવામાં આવી. માટે સમાજવાડીમાં ઉતરનાર વ્યક્તિઓને સંતોષકારક સગવડ આપી શકીએ છીએ.

| મહિના | નિભાવ દાન |
|---|---|
| એપ્રિલ - 22 | 24,700/- |
| મે - 22 | 27,650/- |
| જૂન - 22 | 33,450/- |
| જુલાઇ - 22 | 25,450/- |
| ઓગસ્ટ - 22 | 32,000/- |
| સપ્ટેમ્બર - 22 | 22,100/- |

| મહિના | નિભાવ દાન |
|---|---|
| ઓક્ટોબર - 22 | 54,550/- |
| નવેમ્બર - 22 | 50,950/- |
| ડિસેમ્બર - 22 | 25,850/- |
| જાન્યુઆરી - 23 | 32,550/- |
| ફેબ્રુઆરી- 23 | 17,650/- |
| માર્ચ- 23 | 15,770/- |
| | 3,62,670/- |

**કન્વીનરશ્રી : પ્રો. કે.વી.પાટીદાર**

**સહ કન્વીનરશ્રી : અમૃતલાલ ગોવિંદભાઇ સામાણી**

# નાનજી વીરજી ધોળુ કન્યા છાત્રાલય - માંડવી

ગત વર્ષમાં છાત્રાલયમાં ધોરણ 8 થી કોલેજ સુધીનો અભ્યાસ કરતી દીકરી કુલ 83 સંખ્યા હતી જેમાં ધોરણ 10-11-12 ની દીકરીઓ વાર્ષિક પરિણામ 100 % આવેલ જેમાં ધોરણ 10 માં પ્રથમ નંબર પર બે દીકરીઓ ચોપડા ગોપી પી. અને છાભૈયા કાવ્યા એમ. 78.83% પ્રાપ્ત કર્યા હતા બીજા નંબર પર પારસીયા પંક્તિ ડી 72.83% પ્રાપ્ત કર્યા ત્રીજા નંબર પર સેંઘાણી માનસી એમ. પ્રાપ્ત કર્યા હતા ધોરણ 12 સાયન્સમાં પ્રથમ નંબર પર ભગત પકૃતિ એચ 63.4% બીજા નંબર પર હેતવી કે 51.89% ધોરણ 12 સામાન્ય પ્રવાહ પર  માં પ્રથમ નંબર રામાણી જાનકી આર 90.14% બીજા નંબર પર વાસાણી મૈત્રી પી 87.28% અને ત્રીજા નંબર ભગત  દયાની જી 83.85 % પ્રાપ્ત કરી છાત્રાલયનું ગૌરવ વધારેલ તેમજ દર વર્ષની જેમ વર્ષની શરૂઆતમાં ઓગસ્ટ માસ માં છાત્રાલયનો વાર્ષિક ઉત્સવ કાર્યક્રમ કરી વર્ષ દરમિયાન પ્રાપ્ત કરેલ સિદ્ધિઓ વાળી દીકરીઓના સન્માન કાર્યક્રમનું આયોજન કરવામાં આવ્યું તેમજ આપણી છાત્રાલયમાં ભોજન તિથિ ની શરૂઆત કરવામાં આવી છે જેમાં દીકરીનો કે તેમના માતા-પિતા ભાઇ બહેનનો જન્મદિવસ હોય તેઓ હોસ્ટેલમાં આવી દીકરીઓ સાથે જન્મદિવસની ઉજવણી કરીને દીકરીઓ સાથે ભોજન લે તેવું આયોજન કરવામાં આવેલ છે તેમજ દર વર્ષની જેમ નવરાત્રી મહોત્સવ છાત્રાલયમાં ઉજવવામાં આવે છે. જેમાં નવ નોરતાના દીકરીઓ માટે દાતાશ્રીઓ તરફથી સાંજના નાસ્તાનું ની વ્યવસ્થા કરી નવરાત્રી મહોત્સવ ઉજવવામાં આવે છે તેમજ છાત્રાલયમાં દીકરીઓ ને વિજ્ઞાનમાં રસ રુચિ વધે તે માટે ધી ઇન્ડિયન પ્લેનેટરી સોસાયટી સંચાલિત લોક વિજ્ઞાન કેન્દ્ર ભુજ દ્વારા સ્વચ્છ સાગર સુરક્ષિત સાગર નો કાર્યક્રમ કરવામાં આવેલ તેમજ દીકરીઓમાં સારા સંસ્કારનું નિર્માણ થાય તેમ જ પોતાની સુરક્ષા કરી શકે તેના માટે દર રવિવારના આરએસએસ દ્વારા તેમજ દુર્ગાવાહીની તાલીમ આપવાનો કાર્યક્રમ કરવામાં આવેલ તેમજ દિવાળી બાદ છાત્રાલયની દરેક દીકરીઓ માટે કચ્છનો છારીઢંડ ધોરડોનો એક દિવસીય પ્રવાસ નું આયોજન કરેલ તેમજ આપણા રાષ્ટ્રીય તહેવારો હોળી ધુળેટી ની ભવ્ય ઉજવણી કરવામાં આવે છે તેમજ અભ્યાસિક પ્રવૃત્તિ માટે તપાસ પ્રયાસો છાત્રાલયમાં કરવામાં આવે છે જેમાં જે વિષયમાં ઉજવતા પ્રશ્નો માટે વિષય શિક્ષકો દ્વારા દીકરીઓને યોગ્ય માર્ગદર્શન આપવાની વ્યવસ્થા કરવામાં આવેલ છે તેમજ છાત્રાલયનું સંચાલન વિચારું રૂપ સારી રીતે થઇ શકે તે માટે સંચાલન સમિતિના પ્રમુખ શ્રી ધોળું જીતેન્દ્રભાઇ મંત્રી શ્રી શાંતિલાલ ભગત તેમજ ખજાનચીશ્રી ઘનશ્યામભાઇ પોકાર તેમજ સંચાલન સમિતિના સર્વે સભ્યો કરી રહ્યા છે.

**કન્વીનરશ્રી : જીતેન્દ્રભાઇ ભીમજીભાઇ ધોળુ**

**સહ કન્વીનરશ્રી : શાંતિલાલ મણિલાલ ભગત**

# પાટીદાર ભવન - ગાંધીધામ

વર્ષ 2022-23 દરમ્યાન તેના મહત્તમ ઉપયોગ સાથે સમયની માંગ અનુસાર જરૂરી સુધારા - વધારા ના ખર્ચ છતાં સમાજ ને યોગ્ય આવક પણ થઈ રહેતાં, સમાજ વિકાસનાં કર્યો માં સહયોગી બની રહયું, જેની આ સાથે સામેલ વિગત અનુસાર ઉપયોગીતા સરળતા થી સમજી શકાશે.

**ભવન વપરાશ દર્શાવતી વિગત.**

| મહિના | રૂમ આવક | ભવન આવક | કુલ આવક |
|---|---|---|---|
| એપ્રિલ - 22 | 40,600/- | 2,06,000/- | 2,46,600/- |
| મે - 22 | 39,900/- | 87,500/- | 1,27,400/- |
| જૂન - 22 | 50,100/- | 1,25,280/- | 1,75,380/- |
| જુલાઈ - 22 | 50,700/- | 1,57,500/- | 2,08,200/- |
| ઓગસ્ટ - 22 | 35,400/- | 2,42,000/- | 2,77,400/- |
| સપ્ટેમ્બર - 22 | 35,400/- | 81,200/- | 1,16,600/- |
| ઓક્ટોબર - 22 | 38,500/- | 1,22,240/- | 1,60,740/- |
| નવેમ્બર - 22 | 31,300/- | 2,23,580/- | 2,54,880/- |
| ડિસેમ્બર - 22 | 26,900/- | 2,11,000/- | 2,37,900/- |
| જાન્યુઆરી - 23 | 20,200/- | 1,50,000/- | 1,70,200/- |
| ફેબ્રુઆરી- 23 | 29,700/- | 1,51,200/- | 1,80,900/- |
| માર્ચ- 23 | 25,800/- | 2,24,600/- | 2,50,400/- |
| કુલ આવક | 4,24,500/- | 19,82,100/- | 24,06,600/- |

વર્ષ દરમ્યાન ભવન મધ્યે સ્થાનિક સમાજ સંગાથે વિવિધ સામાજિક/ સાર્વજનિક/ આધ્યાત્મિક સેવાભાવી. પ્રવૃત્તિઓ દ્વારા ભવન ધમધમતું રહ્યું.,

1, ગૌવંશમાં ફેલાયેલ લમ્પી વાયરસની ગંભીર બિમારીની વિકટ વેળાએ સમાજના યુવાનો દ્વારા ખડે પગે ડોકટરોની ટીમ સાથે વિશેષ સેવાયજ્ઞ તથા સ્થાનિક સમાજ દ્વારા રૂ.51,000/ નું ભંડોળ સેવા યોગદાન સ્વરૂપે ભેટ...

2, પ્રધાનમંત્રી "હર ઘર ત્રિરંગા" મિશન અંતર્ગત, ત્રિરંગા વિતરણ વ્યવસ્થા તથા શહેર ત્રિરંગા યાત્રામાં નોંધપાત્ર હાજરી...

3, રામનવમીના સનાતન હિંદુ સમાજની શહેરમાં વિશાળ રથયાત્રામાં, સમાજની અનુપમ ઝાંકી સાથે શોભાયાત્રામાં નોંધપાત્ર હાજરી....

4, મહિલા મંડળ દ્વારા ભવનમધ્યે વડીલ વંદના...અને હાસ્યનો કાર્યક્રમ...

5, પૂર્વ કચ્છ રીજીયન યુવા સંઘ સાથે સમાજના યુવા દંપતીઓને અનુભવી ડૉક્ટરોના માર્ગદર્શન સાથે ગર્ભ સંસ્કાર પ્રશીક્ષણ શિબિર..

6,સમાજના સભ્યો માટે આયુષ્યમાન હેલ્થ કાર્ડ ની વ્યવસ્થા માટે કેમ્પનું સફળ આયોજન..

7, મોરબી પૂલ દુર્ઘટનામાં મૃત્યુ પામેલ જીવાત્માઓને જાહેરમાં શ્રદ્ધાસુમન કાર્યક્રમ...

8, કેન્દ્રીય સમાજ આયોજિત નખત્રાણા ખાતે અધિવેશનના કાર્યક્રમ માં યુવક મંડળ/ મહિલા મંડળ સ્વયંસેવકો ની ટીમ દ્વારા સેવા પ્રદાન..

9, ભવનમધ્યે ભગવાનશ્રી લ. ના.મંદિરના પાટોત્સવની ધામધૂમથી ઉજવણી. ધજા બદલી,મહા આરતી તથા સ્વામિનારાયણ ગુરુકુળના સંતશ્રી ઘનશ્યામ સ્વરૂપ સ્વામીજીની ટીમ દ્વારા " મારો પરિવાર,સુખી પરિવાર" પ્રોજેક્ટર પ્રેઝન્ટેશન સાથે સુંદર પ્રેરક માર્ગદર્શન...

10, બિપરજોય વાવાઝોડામાં સેવાકીય પ્રવૃત્તિ સાથે CISF ની ટીમના સવાસો જેટલા જવાનોની ભવન મધ્યે ઉતારાની વ્યવસ્થા...

11, ઉપરાંત સ્થાનિક સમાજ દ્વારા વખતોવખત ઉજવાતા આપણાં તહેવારો અને મહિલા મંડળ તેમજ યુવક મંડળ દ્વારા વિવિધ રચનાત્મક કર્યો થી આપનું ભવન સતત ધમધમતું રહે છે.એકંદરે વિવિધ ધાર્મિક/ સામાજિક/સાર્વજનિક પ્રવૃત્તિના કેન્દ્ર સાથે યોગ્ય આવક કરતું આપણું આ ભવન તેની ઉપયોગીતા સિધ્ધ કરતું રહે છે.

**કન્વીનરશ્રી : વાસુદેવભાઇ દેવજીભાઇ સાંખલા** **સહ કન્વીનરશ્રી : રવજીભાઇ ખેતાભાઇ સાંખલા**

# શ્રી ઉમા એજ્યુકેશન એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ

SUV ઇન્ટરનેશનલ સ્કુલ, વલથાણ, સુરતના વિકાસ માટે મેનેજમેન્ટમાં સુધારો કરવામાં આવ્યો છે, ગત જનરલ મિટિંગમાં થયેલ રજૂઆત મુજબ પ્રોફેશનલ મેનેજમેન્ટ સાથે સ્કૂલનો વહિવટે કરવામાં આવે છે. સ્કૂલ કેમ્પસમાં જરૂરિયાત મુજબ સુધારા વધારા અને રીપેરીંગ કામ કરવામાં આવેલ છે. વર્ષ ૨૦૨૨-૨૩ માં સ્કુલમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૩૮૪ થયેલ હતી, હોસ્ટેલ બિલ્ડીંગ ખાલી રહેતું હોવાથી વર્ષ ૨૦૨૨-૨૩ માં હોસ્ટેલમાં ગવર્મેન્ટની IIIT કોલેજના ૨૦૦ વિદ્યાર્થીઓને પ્રવેશ આપવામાં આવેલ હતો. જેમાંથી સંસ્થાને સારી આવક થયેલ છે. વર્ષ દરમિયાન સ્કૂલમાં સરકારી તથા અર્ધસરકારી પ્રોગ્રામો કરવામાં આવેલ હતા તથા વિવિધ ઉજવણી, ટીચર્સ ટ્રેનિંગ, સેમિનાર, વિવિધ સંસ્થાઓની મુલાકાત વગેરે પ્રોગ્રામોનું આયોજન કરવામ આવેલ હતું.

વર્ષ દરમિયાન કરવામાં આવેલ પ્રોગ્રામો, જાહેરાત અને મેનેજમેન્ટેના પ્રયત્નોથી વર્ષ ૨૦૨૩-૨૪ માં વિદ્યાર્થીઓની સંખ્યા ૭૧૯ થઇ છે. તથા ટ્રસ્ટી મંડળ તથા જનરલ મીટીંગમાં થયેલ ઠરાવ મુજબ વર્ષ ૨૦૨૩-૨૪ માં ગુજરાતી માધ્યમની શાળા બાળભવન-થી ધોરણ-૮ સુધી ચાલુ કરવામાં આવેલ છે. જેની અત્યારે પ્રથમ વર્ષે સંખ્યા ૧૪૬ થઈ છે. જેની ઉત્તરોત્તર સંખ્યા વધતી જશે. ૨૦૨૩-૨૪ માં પણ હોસ્ટેલમાં IIIT કોલેજના લગભગ ૨૫૦ વિદ્યાર્થીઓને પ્રવેશ આપવામાં આવશે. સ્કૂલનો વહીવટ સંતોષકારક રીતે ચાલે છે અને ભવિષ્યમાં ઉત્તરોત્તર પ્રગતિ કરશે એવી આશા છે. વર્ષે દરમિયાન સંસ્થાના ટ્રસ્ટીઓ તથા શ્રી સમાજના હોદ્દેદારો તરફથી સારો સહકાર અને માર્ગદર્શન મળેલ છે તે બદલ સૌનો આભાર સહ ધન્યવાદ.

એલ એસ ભાવાણી હોસ્ટેલ વિદ્યાનગરનો અહેવાલ હોસ્ટેલમાં વર્ષ 2022-23 માં કેપેસીટી મુજબ 130 વિદ્યાર્થીઓ KKP સમાજના હતા. હોસ્ટેલમાં સોલાર સિસ્ટમ લગાવવામાં આવેલ છે, જે ચાલુ થવાથી હાલમાં લાઇટ બિલ આવતું નથી. વર્ષ 2023-24 માટે વધારે પ્રવેશની માંગણી આવવાથી રૂમોમાં વધારાની વ્યવસ્થા કરીને 150 વિદ્યાર્થીઓનો સમાવેશ કરવામાં આવેલ છે. જેમાંથી મોટાભાગના KKP સમાજના વિદ્યાર્થીઓ છે હોસ્ટેલ ફી KKP સમાજના વિદ્યાર્થીઓ માટે રૂપિયા 15000/- તથા NON-KKP વિદ્યાર્થીઓ માટે રૂપિયા 18000/- રાખવામાં આવેલ છે. આણંદ સમાજના ભાઇઓ હોસ્ટેલનો સંતોષકારક અને સારો વહીવટ કરે છે, તે બદલ સંસ્થા વતી વહીવટકર્તા ભાઇઓનો આભાર સહ ધન્યવાદ.

**પ્રમુખશ્રી**
**છગનલાલ વિરજીભાઇ સાંખલા**

**મહામંત્રીશ્રી**
**રમેશભાઇ વાલજીભાઇ પારસીયા**

શ્રી અ. ભા. ક. ક. પા. સમાજ પ્રેરિત

# પાટીદાર સર્વોદય સેવા સંઘ સંચાલિત દેવાશિષ હોસ્પિટલ- નખત્રાણા

• દેવાશિષ હોસ્પિટલ માં (૧) ગાયનેક વિભાગ (૨) સામાન્ય સારવાર વિભાગ (૩) બાળકોનો વિભાગ (૪)દાંતનો વિભાગ (૫) ડાયાલીસીસ (૬) ફેટલ સોનોગ્રાફી વિભાગ કાર્યરત છે.
• દેવાશિષ હોસ્પિટલના દરેક વિભાગોમાં ખૂબજ રાહત દરે સેવાઓ આપવામાં આવે છે.
• પીડીયાટ્રીક વિભાગમાં NICU માં અધૂરા મહિને જન્મેલા બાળકો માટે ૪ બેબી વાર્મર(કાંચની પેટી) ની સુવિધા છે.
• ડાયાલીસીસ વિભાગમાં કુલ ૫ મશીન ધ્વારા દરોજ દર્દીની ડાયાલીસીસ સારવાર તદન નિઃશુલ્ક કરી આપવામાં આવે છે.
• ફેટલ સોનોગ્રાફી ધ્વારા ૫ મહિના ગર્ભના બાળકની ખોડ ખાપણ નું પરિક્ષણ કરવામાં આવે છે.
• મેડીકલ સ્ટોરમાં દવા પર ૧૫ ટકા રાહત આપવામાં આવે છે. • હોસ્પિટલમાં ડેડ બોડી રાખવા માટે ફ્રીઝર પેટીની સેવા ઉપલબ્ધ છે.
• ચાલુ વર્ષે હોસ્પિટલમાં ફાયર સેફટી સીસ્ટમ ફીટ કરવામાં આવેલ છે. • હોસ્પિટલમાં ૬ ડોકટર અને નર્સીંગ સ્ટાફ સહિત કુલ ૭૦ નો સ્ટાફ સેવા આપી રહયો છે.

**કામગીરી નો અહેવાલ.**

• ગાયનેક વિભાગમાં કુલ ૧,૧૦૯ ડીલેવરી કેશ થયેલ જેમાં ૭૫૨ નોર્મલ અને ૩૫૭ સીઝેરીયન થયેલ.
• ગાયનેક ઓ.પી.ડી. ૧૮,૫૯૦, • જનરલ ઓ.પી.ડી. ૨૨,૦૦૦ •ડેન્ટલ ઓ.પી.ડી. ૪,૯૫૩ • પીડીએટ્રીક ઓ.પી.ડી. ૮,૭૭૭ • નાઇટ ઓ.પી.ડી. ૨,૫૮૮ • ફેટલ સોનોગ્રાફી ઓ.પી.ડી.૧,૦૧૧ •ડાયાલીસીસ પેશન્ટ ૨,૧૧૬ •વિઝીટીંગ ડોકટર ઓ.પી.ડી. ૧૨,૪૫૭
• તા.૧૬/04/૨૩ ના હોસ્પિટલ તરફથી એમ.ડી.ડોકટર ધ્વારા જનરલ ઓ.પી.ડી.તથા પીડીયાટ્રીક ડોકટર ધ્વારા બાળકોની તપાસનો ફ્રી નિદાન કેમ્પ યોજવામાં આવેલ.• તા.૨૫/૦૭/૨૦૨૩ નારોજ તાલુકા હેલ્થ ઓફિસ નખત્રાણા/રાષ્ટ્રીય બાલ સ્વાસ્થય વિકાસ યોજના કચેરી તથા દેવાશિષ હોસ્પિટલ નખત્રાણાના સંયુકત ઉપક્રમે કુપોષિત બાળકો માટે મફત નિદાન સારવાર કેમ્પ યોજવામાં આવેલ જેમાં ડો.જૈવિક પટેલ બાળરોગ નિષ્ણાંત ધ્વારા બાળકો ની તપાસ કરવામાં આવેલ.

**પ્રમુખશ્રી**
**કિર્તીભાઇ મનજીભાઇ સાંખલા**

**મહામંત્રીશ્રી**
**મોહનલાલ શીવજીભાઇ ધોળુ**

# શ્રીસમાજ સંચાલિત જી. એમ. ડી. સી. કોલેજ

૧) કોલજ કક્ષાએ 'ભાવક મૂલ્યાંકન' કાર્યક્રમ ઇન્સ્ટીટયુટ ઓફ યુથ ડેવલપમેન્ટ ના સહકારથી યોજાયો. (૦૯/૧૧/૨૦૨૨

૨) ઇકો કલબ દ્વારા આધુનિક ટેકનોલોજીનો નિર્દેશન તથા અભ્યાસ (૧૬/૧૨/૨૦૨૨)

3) તા. ૧૨/૦૧/૨૦૨3 ના રોજ કોલેજના વિધાર્થીઓએ 'ભવ્ય રાસોત્સવ અને ટ્રેડીશનલપ્રોગામ' નું આયોજન કરેલ.

૪) 'ભાવક મૂલ્યાંકન' સેમિનાર ભુજ ખાતે સુર્યા વરસાણી એકેડેમીમાં આપણી કોલેજના ૧૦વિધાર્થીઓએ ભાગ લીધેલ. (૦૫/૦૨/૨૦૨3)

૫) 'સર્જક સાથે ગોષ્ઠિ' કાર્યક્રમ અંતર્ગત 'મેળો' નવલકથા સર્જક શ્રી માવજીભાઈ મહેશ્વરીકોલેજમાં વ્યાખ્યાન (૧૬/૦૨/૨૦૨3)

૬) ગુજરાતી સાહિત્ય પરિષદના સહયોગ થી 'માતૃભાષા મહોત્સવ' કાર્યક્રમનું આયોજન(૨૧-૦૨-૨૦૨3)

૭) સરકારશ્રી દ્વારા યોજાયેલ 'આયુષ મેળો' માં આપણી કોલેજના વિધાર્થીઓએ ભાગ લીધેલ(૨૧/૦૨/૨૦૧3)

૮) યુનિવર્સીટી યુવક મહોત્સવમાં ૪૦ વિધાર્થીઓએ ભાગ લીધેલ. (૨૨-૨3-૧૭/૨૦૨૨) -On The Spot-painting -૨nd no,

૯) નહેરુ યુવા કેન્દ્ર દ્વારા સ્વચ્છતા પખવાડિયુ કાર્યક્રમ અંતગર્ત મહેંદી સ્પર્ધાનું આયોજન કરેલ.

૧૦) વર્ષ-૨૦૨૨માં લેવાયેલ UGC Net ની પરિક્ષામાં આપણી કોલેજના વિધાર્થીની ગુજરાતીવિષયમાં ઉર્તીણ થયા.

૧૧) PostIve India Academy દ્વારા તા. ૧૪/03/૨૦૨3 ના રોજ સ્પર્ધાત્મક પરિક્ષા માટે માર્ગદર્શિક સેમિનાર યોજાયો. મુખ્ય વક્તા કરણભાઈ અને નિધીબેન રહ્યા હતા

૧૨) T.Y.B.A, (ગુજરાતી) ના વિધાર્થીઓનો સ્મૃતિવન ભુજ ખાતે શૈક્ષણિક પ્રવાસ (૧૮/03/૨૦૨3)

૧3) 'દિક્ષાંત સમારોહ' નું આયોજન થયેલ. આ કાર્યક્રમમાં માનનીય કુલપતિશ્રીની ઉપસ્થિત રહેલ. (૨3/03/૨૦૨3) જે આપણી કોલેજ માટે ગૌરવ લેવા જેવી બાબત ગણાય,

૧૪) NCCના ૨૪ વિધાર્થીઓએ C-car, ૧3 SD (છોકરા) ૧૧ SW (છોકરી) પરિક્ષા પાસ કરી, તથા ૨૦૨૨-૨3 માં ૨૧ વિધાર્થીઓએ B.Cor. ૯ SD (છોકરા) ૧૨ SW (છોકરી), ટોટલ ૬૦ વિધાર્થીઓ જુદા જુદા કેમ્પમાં ભાગ લીધો.

૧૫) આપણી કોલેજ માં કુલ ૧૪ વિધાર્થીઓ (ભાઈઓ/બહેનો) નેશનલ રમત રમવા ગયેલ, (જુડો, ટગ ઓફ વોર કબ્બડી,યોગા)

•જુડોમાં ભાઈઓ કચ્છ યુનિવર્સીટી ચેમ્પિયન થયેલ •જુડોમાં બહેનો કચ્છ યુનિવર્સીટી રનર્સ થયેલ

૧૬) B.COM ના વિધાર્થીઓ માટે GST જાગૃતિ માટે સેમિનાર યોજાયો. જેમાં FYBCOM તથા TYBCOM ના વિધાર્થીઓએ ઉત્સાભેર ભાગ લીધેલ,

૧૭) કોલેજ તથા રાષ્ટ્રીય શૈક્ષણીક મહાસંઘના સંયુક્ત ઉપક્રમે કર્તવ્ય બોધ દિવસની ઉજવણીના ભાગ રૂપે 'સ્વામી વિવેકાનંદ અને સુભાષચંદ્ર બોઝના કર્તવ્યપથ' વિષય પર પ્રો. હિતેષતન્નાનું વ્યાખાયન યોજવામાં આવ્યું હતું. (૨૦/૦૧/૨૦૨3)

૧૮) ૧૪/૦૯/૨૦૨૨ ના રોજ 'હિન્દી દિવસ' ની ઉજવણી કરવામાં આવેલ.

૧૯) શિક્ષણદિન ની ઉજવણી કરવામાં આવેલ.

૨૦) NSS ના વિવિધ કાર્યક્રમો જેમાં ૧૩ ઓગસ્ટ 'આઝાદી અમૃત મહોત્સવ' ની રેલી યોજવામાંઆવેલ.

આ ઉપરાંત ગ્રાન્ટ બાબતે ટોટલ ૧૭ સ્ટાફ માંથી ૧૧ સ્ટાફની ગ્રાન્ટ મંજૂર કરવામાં આવેલ છે બાકી રહેતા સ્ટાફના પગાર માટે સરકારશ્રી સાથે વાટાઘાટો ચાલુ છે ટૂંક સમયમાં ઉકેલ આવવાની અપેક્ષા છે સાથો સાથ કોલેજના બિલ્ડિંગ તથા પ્લેગ્રાઉન્ડની ગ્રાન્ટની પણ વાતચીત ચાલુ છે સમય આવ્યે કામ થઈ જાય એમ લાગે છે.

**કન્વીનરશ્રી :** C.A. **ભવાનભાઈ લીંબાણી**

# શ્રી અ. ભા. ક. ક. પા. યુવાસંઘ

ગત 14 અને 15 ઓગસ્ટ 2022 ના નખત્રાણા ખાતે શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ ની કારોબારી તેમજ સામાન્ય સભા નું આયોજન કરવા માં આવ્યું હતું જેમાં યુવાસંઘ ને 50 વર્ષ પૂર્ણ થતાં હોઈ સ્વર્ણિમ મહોત્સવ નિમિતે ક્રિકેટ અને વોલીબોલ ટુર્નામેન્ટ નું આયોજન કરવું તેમ નક્કી કરવા માં આવ્યું.....

તારીખ 4 જાન્યુઆરી 2023 થી 8 જાન્યુઆરી 2023 દરમ્યાન યુવાસંઘ ના સ્વર્ણિમ મહોત્સવ નિમિતે TAP રિજિયન ની યજમાની માં સીકદરાબાદ ખાતે TREELAB GOLDEN JUBILEE TOURNAMENT નું સફળ આયોજન કરવામાં આવ્યું. આયોજન ના ચેરમેન તરીકે ફોરેસ્ટ કાઉન્સિલ પ્રમુખ દીપક કાંતિલાલ દીવાણી (સીકદરાબાદ) એ બખૂબી થી જવાબદારી નિભાવી હતી. આયોજન માટે મોટાભાગના ફંડ નું આયોજન નોન KKP કંપની પાસે થી સ્પોન્સર શીપ મેળવી ને કરવા માં આવ્યું હતું.

ત્યારબાદ શ્રી સમાજ, યુવાસંઘ અને મહિલા સંઘ દ્વારા તારીખ 10 મે થી 15 મે 2023 દરમ્યાન નખત્રાણા ખાતે સનાતની શતાબ્દી મહોત્સવ નું ભવ્યાતિભવ્ય આયોજન કરવામાં આવ્યું. જેમાં સનાતની શંખનાદ નું આયોજન કરવામાં આવ્યું આ શંખનાદ માં ભારતભર ના લોકો એ ભાગ લીધો અને INDIA BOOK OF RECORD તેમજ ASIA BOOK OF RECORD માં નામ નોંધાવ્યું. તે શિવાય યુવાસંઘ દ્વારા નોલેજ કાર્નિવલ નું આયોજન કરવા માં આવ્યું હતું જેમાં વિવિધ હરીફાઈ નું આયોજન કરવામાં આવ્યું હતું.

19 Augest 2023 ના વડોદરા ખાતે અસાધારણ સભા નું આયોજન કરી કેન્દ્રીય યુવાસંઘ ના બંધારણ માં જરૂરી સુધારા કરવા માં આવ્યા...

ઓગસ્ટ મહિનામાં યુવાસંઘ ની સ્વર્ણિમ ટર્મ 21-23 ની પૂર્ણાહુતિ થતી હોવા થી દરેક રિજિયન માં નવી કારોબારી ની રચના કરવા માં આવી ત્યારબાદ તારીખ 19 અને 20 ઓગસ્ટ 2023 ના સરદાર પટેલ રિજિયન ની યજમાની માં વડોદરા ખાતે કેન્દ્રીય યુવાસંઘ ની કારોબારી તેમજ વાર્ષિક સામાન્ય સભા નું આયોજન કરવા માં આવ્યું હતું જેમાં આગામી 23-25 ની ટર્મ માટે નવી ટીમ ની રચના કરવા માં આવી. જેમાં કેન્દ્રીય યુવાસંઘ ના પ્રમુખ પદે CA પંકજભાઈ પારસીયા (નરોડા) મીશન ચેરમેન તરીકે જગદીશભાઈ લીંબાણી (વડોદરા) તેમજ મહામંત્રી તરીકે ડોક્ટર વિપુલ છાભૈયા (નરોડા) ની વરણી કરવા માં આવેલ છે....

**પ્રમુખશ્રી**
**હિતેશભાઈ હરિલાલ રામજીયાણી**

**મહામંત્રીશ્રી**
**ભરતભાઈ દામજીભાઈ છાભૈયા**

# શ્રી અ. ભા. ક. ક. પા. મહિલાસંઘ

સનાતની શતાબ્દી મહોત્સવ નિમિત્તે મહિલા સંઘને 25 વર્ષ પૂર્ણ થતાં રજત જયંતિ પર્વ ધામધૂમથી ઉજવવામાં આવ્યો.

25 વર્ષ દરમિયાન જે જે વડીલ માતાઓ, જે પાયાના પથ્થર સમાન એવા વડીલ માતાઓને સ્મૃતિ ચિન્હ અને સાલ ઓઢાડી સન્માનિત કરવામાં આવેલ.

શ્રી સમાજની ઝોન વ્યવસ્થા મુજબ મહિલા સંઘ નું કાર્ય સમગ્ર ભારતમાં પહોંચે તે માટે ઝોન પ્રથા બનાવવામાં આવી, જેના સર્વે પદાધિકારીઓના નામ એડ્રેસ સાથેની પુસ્તિકા "મહિલા સંપર્કસેતુ"નું વિમોચન મહોત્સવ દરમિયાન શ્રીસમાજના વરદ્ હસ્તે કરવામાં આવેલ.

મહિલાઓમાં જાગૃતિ લાવવા નેહલબેન ગઢવી જે સામાજિક વક્તા છે તેઓને આમંત્રિત કરી તેમના વ્યાખ્યાનો લાભ ઘણી મહિલાઓએ લીધો.

સનાતની શતાબ્દી મહોત્સવ નિમિત્તે શ્રી સમાજના છઠ્ઠા અધિવેશનનું આયોજન કરવામાં આવેલ જેમાં જ્ઞાતિના રીત રિવાજો તેમજ નીતિ નિયમો બનાવેલ, તેનું અક્ષર પાલન થાય તે માટે મહિલા સંઘના માધ્યમથી સમાજના દરેક મહિલા મંડળોમાં પ્રયત્નશીલ થાય તેવા કાર્ય કરી રહેલ છે.

દરેક મહિલા મંડળ દ્વારા બાળ સંસ્કાર શિબિરો તેમજ મિશન અભિમન્યુ કેન્દ્ર કાર્યરત છે. જ્યાં નાનપણથી જ બાળકોમાં સંસ્કારોનું સિંચન થાય, સમાજના યુવા દીકરા દીકરીઓ સંસ્કારી બને આ કાર્ય માટે મહિલા શંખ ખૂબ જ પ્રયત્નશીલ છે જેમાં સારી એવી સફળતા મળી છે. સાથે મિશન પરિવાર પ્રાર્થના જે મહિલા સંઘ અને યુવાસંઘના સહિયારા પ્રયાસથી સફળ બન્યું છે આ કાર્ય જન જન સુધી પહોંચે તેની જાગૃતિ લાવવા સનાતન ધર્મ પત્રિકાએ ખૂબ જ પ્રચાર પ્રસાર કરેલ છે તે બદલ સનાતન ધર્મ પત્રિકાનો મહિલા સંઘ આભાર માને છે.

મહિલા સંઘ દ્વારા જે જે કાર્યો થઈ રહેલા છે તેમાં સમાજ અને યુવા સંઘનો હંમેશા સાથ સહકાર મળતો રહે છે અને ભવિષ્યમાં પણ મળતો રહેશે તેવી શુભેચ્છા સહ...

**પ્રમુખશ્રી**
**જશોદાબેન શાંતિલાલ નાકરાણી**

**મહામંત્રીશ્રી**
**રમીલાબેન ખેતશીભાઈ રવાણી**

# :: વિવિધ ઝોનના અહેવાલ ::

## તમીલનાડું-કેરલા-પોંડીચેરી ઝોન

1) ઝોન સમાજની દિવાળી બોણી દર વર્ષની જેમ 100% વસુલ કરીને કેન્દ્ર સમાજને રૂ. ૧૯૦૫૦૦ મોકલેલ છે

2) કેન્દ્રીય સમાજની અપીલના સંદર્ભમાં ભૂમીદાન પેટે ૫૦% ટાર્ગેટ મોકલી આપેલ છે અને બાકી ના ઊગરાવાનું કાર્ય ચાલુ છે

3) અધિવેશન માટે રદ્દી થી સમૃદ્ધિ નું યોગદાન રૂ.૭૪૭૧૦૦ આવેલ છે.

4) ઝોન ની વાર્ષિક સામાન્ય સભા સેંગોટા ખાતે તા-૧૫-૧૬-૦૧-૨૦૨૨ બે દિવસ નું આયોજન ૧૫૦૦ જણા ની હાજરી માં ૨૯૫ વિદ્યાર્થી ભાઇ/બહનોને સરસ્વતી પુરુસકાર આપી નવાજવામાં આવેલ અને હવે પછી સ્ટેટ લેવલ માં પ્રથમ આવનારને ૫૦ ગ્રામ સોનું આપી પ્રોત્સાહિત કરવામાં આવશે એવું પણ નક્કી કરેલ છે

5) યુવાસંઘ ના નેજા હેઠળ ગટક સમાજમાં રકતદાન કેમ્પો અને સમાજ ની ઊભરતી પેઢીમાં મૈત્રીભાવ વધે અને સામાજિક કાર્યકમો દ્વારા સમાજ ભાવના વધે એ હેતુ પ્રવાસ નું આયોજન અને તા-૧ ,૨ અને 3 જુલાઇ માં કોડાઇકેનલ ખાતે એક દૂજે કે લિએ કાર્યક્રમ ભવ્યાથી ભવ્ય રીતે યોજાયેલ હતો આ કાર્યક્રમનો મુખ્ય ઉદેશ સુખમય દામ્પત્ય જીવન માટે મોટિવેશન કાર્યક્રમ અને સમાજના બધાય યુવાનો એક બીજા સાથે મિત્રતા થકી ભવિષ્યમાં ધંધાકીય અથવા પારિવારિક સબંધો મજબૂત બને એ માટે હતો જેમાં ૭૮ દંપતિઓએ ભાગ લીધેલ હતો

6) ગત તા -૨૩/૨૪/૨૫ ડિસેમબર ના દક્ષિણ ભારત ત્રીચી સમાજવાડી ખાતે ૧૭ થી ૨૫ વર્ષ ના યુવાધનને સંસ્કાર સિંચન અને જીવનમાં સફળ થવા માટે ના ટ્રેનિંગ માટે "હોસલો કી ઉડાન" કાર્યક્રમ નું સફળ આયોજન હાથ ધરાયું હતું જેના મુખ્ય વક્તા તરીકે શ્રીમતી નર્મદાબેન સેંઘાણી ટ્રાન્સફરમેશન વક્તા તરીકે શ્રી મૌલિકભાઇ સોનીએ સુંદર રીતે પોતાની આગવી શેલીમાં સૌના દિલ જીતી લીધા હતા અને બીજા દિવસે શ્રી દક્ષિણ ભારત કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ દ્વારા આયોજીત "આધ્યાત્મિક મિલન" નું પણ આયોજન રાખેલ હતું જેમાં મુખ્ય વ્યક્ત તરીકે પ . પુ . આશિષભાઇ વ્યાસે રામાયણ ના દ્રષ્ટાંતો થકી આપણાં સંસ્કારોના મહિમા વિશે યુવાનોને જાગૃત કરવાનો સફળ પ્રયાસ કર્યો હતો

7) ચેન્નાઇ સમાજ દ્વારા "વિષ્ણુયાગ હવન યજ્ઞ" નું આયોજન કરવામાં આવેલ જેમાં સમાજ ના સભ્યો સહ-પરિવાર બહોળી સંખ્યામાં લાભ લીધેલ હતો

8) વસંતપંચમી ના ૨૮ મો સમૂહ લગ્ન સમારોહ ચન્નાઇ ખાતે ભવ્ય રીતે યોજાયેલ જેમાં ૬ વરગોડિયાઓએ પ્રભુતામાં પગલાં પાડી લગ્ન જીવન ની શરૂઆત સમાજના આશીર્વાદથી કરેલ

9) શિક્ષણ અને આરોગ્ય ક્ષેત્રે સમાજ ના જરૂરિયાતમંદોને આર્થિક સહાય મળી શકે એના માટે "આરોગ્ય નિધિ" ની યોજના ચાલુ છે ભામાશાઓની ઉદારતા થી કાર્ય ખુબજ સારી રીતે ચાલુ છે

10) આજકાલની સગપણ ની સમસ્યાને હલ કરવા સમાજના કાર્યકર્તાઓ ખૂબ સહયોગ આપી બનતી કોશિશ મદદગાર બને છે અને સાથે સાથે કોઈ પણ સભ્યને ત્યાના સ્થાનિક લોકોના તરફથી કોઈ કનડગત થાય તો તરત જ બધાય ભેગા થઈ જઈને યોગ્ય સહાય અને માર્ગદર્શન આપવા પહોંચી જાય છે

11) શ્રી સમાજ દ્વારા નખત્રાણા ખાતે આયોજિત જ્ઞાતિના અધિવેશનમાં ઝોનમાંથી સારી સંખ્યામાં હાજરી આપેલ અને ભવ્યાતિભવ,અદભૂત,અદ્રિતીય,અકલપનિય કાર્યકમો માણી લાગણીસભર હૃદય ના ભાવ થી આયોજકોને અભિનંદન પાઠવીએ છીએ

12) શ્રી સમાજ તરફ થી કરાયેલ આદેશો/નિર્દેશોના પાલન તેમજ શ્રી સમાજ સાથે હમેશા સંકડાઇ રહેવાની કોશિસ કરતાં રહેશું

**પ્રમુખશ્રી**
**ખીમજીભાઇ મનજીભાઇ ભાવાણી**

**મહામંત્રીશ્રી**
**પુરષોત્તમભાઇ ભાણજીભાઇ રંગાણી**

## તેલંગાણા આંધ્રપ્રદેશ ઝોન

1, શ્રી અખિલ ભારતીય યુવા સંઘને ૫૦ વર્ષ પૂરા થતાં ગોલ્ડન જુબેલી ટુર્નામેન્ટનું આયોજન રામસેતુ કાઉન્સિલ TAP સિકંદરાબાદ ઝોન દ્વારા ક્રિકેટ અને વોલીબોલ નું તા. 04-01-2023 થી 09-01-2023 સુધી આયોજન કરવામાં આવેલ જેમાં ભારતભર થી 22 ટીમે ક્રિકેટની અને 22 ટીમો વોલીબોલની ભાગ લીધો હતો. આ સફળ આયોજન TAP ના સિકંદરાબાદ દ્વારા સફળતાપૂર્વક પાર પાડેલ.

2, દક્ષિણ ભારતનું પ્રથમ શ્રી ઉમિયા માતાજીનું મંદિર સાથે અતિથિ ગ્રહ નું કાર્ય પૂર્ણતાની આરે છે.

3, ગુટણ દર્દ અને કમર દર્દ નિવારણ માટે શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ હૈદરાબાદ સિકંદરાબાદ માં ભાવનગર સંસ્થાના સહયોગથી વિના ઓપરેશન પોલી સેન્ટ્રીક બેલ્ટ દ્વારા રાહત આપતો શિબિર નું સફળ આયોજન કરવામાં આવેલ.

4, હૈદરાબાદ દ્વારા 13માં સમૂહ લગ્નનું આયોજન સફળતાપૂર્વક કરવામાં આવેલ.

5, હૈદરાબાદ ઝોન મધ્ય શ્રી પાટીદાર ભવન કોતા પેટ ખાતે પુરુષોત્તમ માસ નિમિત્તે શ્રીમદ્ ભાગવત કથાનું આયોજન કરવામાં આવેલ.

6, પ્રતિ વર્ષ અનુસાર પ્રત્યેક ઝોનમાં સરસ્વતી, સન્માન, જન્માષ્ટમી, નવરાત્રી, ઉત્સવ, શરદ પૂનમ તથા બીજા ધાર્મિક ઉત્સવનું આયોજન રાબેતા મુજબ કરવામાં આવેલ.

**પ્રમુખશ્રી**
**કાંતિભાઇ પ્રેમજીભાઇ ગોરાણી**

**મહામંત્રીશ્રી**
**હંસરાજભાઇ નાનજીભાઇ દડગા**

# ઉત્તર કર્ણાટક ઝોન

(1) તા. ૧૨-૬-૨૨ "ધારવાડ" લક્ષ્મીનારાયણ રીસોર્ટ મુકામે કારોબારી સભા :- કેન્દ્રીય સમાજની ગતિવિધિથી મહામંત્રીશ્રી કેશવલાલભાઈ છાભૈયા દ્વારા સ્પષ્ટતા. આગામી સમૂહ લગ્નના સ્થાનની જાહેરાત હુબલી મુકામે કરવા એવી જાહેરાત.

(2) કારોબારી સભા:- તા.૪-૯-૨૨ પાટીદાર ભવન હુબલી

- આગામી સમૂહ લગ્ન માટે સ્થળ તેમજ તારીખ નક્કી કરવામાં આવેલ. • આગામી સ્નેહમિલન માટે સ્થળ તેમજ તારીખ નક્કી કરવામાં આવેલ.
- ગત ૧૧ અને ૧૨ ઓગષ્ટના નખત્રાણા ખાતે અખિલ ભારતીય કારોબારી સભાનો અહેવાલ મહામંત્રીશ્રી કેશવલાલભાઈ દ્વારા વિસ્તારથી પ્રસ્તુત કરવામાં આવ્યો.

(3) કારોબારી સભા :- તા. ૧૫-૧૦-૨૨ પાટીદાર ભવન હુબલી

- સામાન્ય સભા તા. ૧૬-૧૦-૨૨ વડીલ વંદનામાં ૯૫ વડીલોના સન્માન કરવામાં આવ્યા. • સરસ્વતી સન્માનમાં ૧૬૧ B.Com થી ઉપરના તેજસ્વી તરલાઓના સન્માન કરવામાં આવ્યા. • 'ભૂમિદન' તેમજ રદ્દી થી સમૃધ્ધિ બાબત સૌને આહવાન

(4) કારોબારી સભા તેમજ સમૂહ લગ્ન:- કોટન કાઉન્ટી ક્લબ એન્ડ રીસોર્ટ હુબલી

- સમૂહ લગ્ન પ્રોગ્રામની તૈયારની સમીક્ષા તેમજ આગામી સમૂહ લગ્ન "ધારવાડ" "લક્ષ્મીનારાયણ રીસોર્ટ" ની જાહેરાત કરવામાં આવી.
- "વસંતપંચમી" રાબેતા મુજબ સમૂહ લગ્નનું આયોજન કરવામાં આવ્યું આ સમૂહ લગ્નમાં ત્રણ કન્યાઓને કન્યાદાન કરી વિદાય કરવામાં આવી.
- સત્કાર સમારંભમાં દાતાઓના સન્માન કરવામાં આવ્યા.

(5) કારોબારી સભા :- પાટીદાર ભવન હુબલી તા. ૧૯-૨-૨૩

- શ્રી અખિલ ભારતીય પાટીદાર સમાજ નખત્રાણાથી આવેલ અધિવેશનની આમંત્રણ પત્રિકાનું વિમોચન કરવામાં આવ્યું.
- નખત્રાણા ખાતે અધિવેશન માટે સાંસ્કૃતિક પ્રોગ્રામ બાબતે યુવાસંઘ તેમજ મહિલાસંઘ સાથે વિચાર વિમર્સ.

(6) સત્સંગ સભા :- શ્રી લક્ષ્મીનારાયણ રીસોર્ટ 'ધારવાડ' ખાતે

- શ્રીમાન્ય આશિષ વ્યારાના વ્યાસપીઠ સ્થાનેથી સત્સંગનું રશપાન કરવામાં આવ્યું. • મહિલાસંઘ દ્વારા કન્યા કેળવણીનું આયોજન કરવામાં આવ્યું.
- યુવાસંઘ દ્વારા વૃક્ષારોપણનો સફળ કાર્યક્રમ હાથ ધરવામાં આવ્યો.

(7) ગૌરવ યાત્રા :- ઉ.કર્ણાટક ઝોનમાં ગૌરવયાત્રા બે તબક્કામાં યોજવામાં આવી (1) આયોજન સમિતિના પ્રમુખશ્રી ગોપાલભાઈ ભાવાણી તથા કેન્દ્રીય સમાજના ટ્રસ્ટી શ્રી વિશ્રામભાઈ છાભૈયાના સાથ સહકારથી હુબલી, ધારવાડ, બેલગામ બે દિવસની યાત્રામાં ભૂમીદાન, રદ્દી થી સમૃધ્ધિ તેમજ અધિવેશનના પ્રોગ્રામની પત્રિકાઓનું વિતરણ કરવામાં આવ્યું.

- ગૌરવયાત્રાના બીજા તબક્કામાં ઉ. કર્ણાટકના કર્ણધારો દ્વારા બાકીના ૭ (સાત) જીલ્લાઓમાં ફરીને આમંત્રણ પત્રિકાઓ આપવામાં આવી તેમજ આ પાંચ દિવસની યાત્રામાં "ભૂમીદાન" તથા રદ્દી થી સમૃધ્ધિ પણ એકત્ર કરવામાં આવ્યું.

(8) ઉ. કર્ણાટકના સર્વે કર્ણધારો નખત્રાણા ખાતે તા. ૮ અને ૯ મે ની કારોબારી મીટીંગમાં હાજરી આપી ત્યારબાદ તા. ૧૦ ની શોભાયાત્રાથી લઈને ૧૫ તારીખ સુધી પુરો પ્રોગ્રામ માણયો હતો.

(9) સગપણ સમિતિ સાથે ગોષ્ઠી :-તા. ૫-૭-૨૩ ના ધારવાડ મુકામે સગપણ સમિતિના કન્વીનર કેશવલાલભાઈ જબુઆણી મહાલીંગપુરના અધ્યક્ષ સ્થાને સગપણ જોડવા માટે મેળવડાના આયોજન માટે ચર્ચા વિચારણા.

**પ્રમુખશ્રી**
**રવજીભાઈ કરશનભાઈ ભાદાણી**

**મહામંત્રીશ્રી**
**કરશનભાઈ શિવજીભાઈ છાભૈયા**

# દક્ષિણ કર્ણાટક ઝોન

૧. ઝોનની વાર્ષિક સામાન્ય સભા શ્રી લાલબાગ પાટીદાર સનાતન સમાજ, બેંગલોરના યજમાન પદે તા. ૧૬-૧૦-૨૦૨૨ ના દિવસે રિસોર્ટમાં કરવામાં આવેલ જેમાં લગભગ ત્રણેક હજારની જનસંખ્યા હતી. આ સામાન્ય સભા દરમ્યાન આગામી સમૂહ લગ્ન બાબતની તૈયારીઓની ચર્ચા તથા દાનની નોંધ, દિવાળી બોણી જમા કરવી, સરસ્વતી સન્માન, શિક્ષણ સેમિનાર તથા આરોગ્ય નીધીની શુભ શરૂઆત કરવામાં આવી હતી અને દાતાશ્રીઓએ દાન આપવા માટે દિલથી ઉદારતા દાખવી હતી અને સમાજ વિકાસ માટેની અન્ય ચર્ચાઓ સાથે મનોમંથન કર્યું હતું.

૨. સામાન્ય સભામાં અગત્યના મુદ્દાઓએ હતાં કે અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની કારોબારી સભા અમારા ઝોનમાં બેંગલોર મધ્યે થવાની હતી તેની તૈયારીઓ બાબતે ઝોન સમાજ તથા દક્ષિણ કર્ણાટક રિજીયનના કાર્યકર્તાઓ સાથે મળીને સમિતિઓની રચના કરવામાં આવેલ અને દરેક ટીમોને (ઘટક સમાજના હિસાબે ફક્ત બેંગલોરની ૯ સમાજો) કાર્યોની જવાબદારી સોંપવામાં આવેલ હતી.

3. તા. ૩૧-૧૨-૨૦૨૨ અને તા. ૧-૧-૨૦૨૩, આમ બે દિવસ અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની કારોબારી સભાનું આયોજન અમારા દક્ષિણ કર્ણાટક ઝોનના યજમાન પદે પીણ્યા, બેંગલોર મધ્યે બેંગલોર પાટીદાર સમાજના આધુનિક ભવનમાં આયોજન કરવામાં આવેલ હતું. ભારતભરમાંથી લક્ષ્મીનારાયણ સ્વરૂપે લગભગ ૨૫૦ જણા કારોબારી સભ્યો અમારા આંગણે પધાર્યા હતાં અને અમોને અમારા હિસાબે દરેક જનોને સુવ્યવસ્થિત ઉતારા, જમવાની વ્યવસ્થા તથા એક દિવસ ફરવાનો રાખ્યો હતો. આમ કુલ ૪ દિવસ સૌ સાથે મળીને મીટીંગને ઉત્સવ બનાવી દીધો હતો અને આ કારોબારી સભામાં આપણી આગામી સનાતની શતાબ્દી મહોત્સવની તૈયારીઓ માટે અતિ મહત્વની સભા હતી તેમજ સનાતની શતાબ્દી લોગોનું અનાવરણ અહીંયા થયું હતું.

૪. સનાતની શતાબ્દી મહોત્સવના ખર્ચને પહોંચી વળવા માટે "રદ્ધીથી સમૃધ્ધિ" અંતર્ગત અમારી દરેક ઘટક સમજોમાંથી સ્વેચ્છાએ રકમો ભેગી કરીને કુલ સવા સોળ લાખ રૂપિયા શ્રી સમાજના ખાતામાં જમા કરાવ્યા હતા.

૫. શ્રી સમાજે ભુજ ખાતેની જમીન સંપાદન અંતર્ગત ભૂમિદાન માટે દરેક ઝોનોને જે ટારગેટ આપ્યો હતો તેમાં આમારા ઝોનને આઠસો વારનો હતો, તેમાં પણ અમોએ દરેક સમાજજનો નો સંપર્ક કરીને આઠસો વારને પાર કરી દીધો છે અને સંપૂર્ણ રકમ પણ જમા થઈ ગઈ છે.

૬. ઝોન પહેલાથી દિવાળી બોણી માટે દિવાળી પછી તરત જ એક મહિનાની અંદર લગભગ ત્રણ લાખ રૂપિયા જેવી રકમ શ્રી સમાજને દર વર્ષે અર્પણ કરે છે.

૭. સનાતની શતાબ્દી મહોત્સવના ભારતભરની સમાજોમાં આગોતરા આમંત્રણ તથા વિશેષ જાણકારી આપવા માટે શ્રી સમાજે વિશેષ વ્યક્તિઓની નિમણુંક કરી હતી તેમાં અમારા ઝોનમાંથી ૩ સભ્યો ધનજીભાઈ છાભૈયા, વિશ્રામભાઈ છાભૈયા તથા વસંતભાઈ ગોરાણીએ ગૌરવ યાત્રાઓમાં જોડાઈને પોતાની કામગીરી નિભાવી હતી.

૮. દર વર્ષની માફક આ વર્ષે તા. ૨૬-૧-૨૦૨૩ ના સમૂહ લગ્નનું આયોજન કરવામાં આવ્યું હતું. આ વખતે ૧૦ નવયુગલોએ લગ્ન ગ્રંથી થી જોડાઈને પ્રભુતામાં પગલાં માંડયા હતાં તેમજ આ વર્ષે પણ સૌ સાથે મળીને અતિ ધામધૂમથી આ પ્રસંગને ઉજવ્યો હતો.

૯. મે મહિનામાં માદરે વતન નખત્રાણા ખાતે સનાતની શતાબ્દી મહોત્સવ હોવાથી તેની તૈયારીઓ માટે યુવાસંઘ તથા મહિલાસંઘ સક્રિય રીતે કામે લાગી ગયા હતાં અને સમાજના કાર્યકર્તાઓ સંપર્ક યાત્રામાં આગોતરા આમંત્રણ તથા ભૂમિદાન માટે ઘટક સમાજોની મુલાકાત લીધી હતી અને કચ્છમાં સારી સંખ્યામાં ભાગ લેવા જણાવ્યું હતું.

૧૦.સનાતની શતાબ્દી મહોત્સવમાં જે દરેક ઝોનની ઝાંખીઓ નીકળી હતી તેમાં અમારા ઝોનની ઝાંખીની તૈયારી રૂપે અમારા રીજીયન સાથે રહીને સંપૂર્ણ જવાબદારી બેંગલોરની ચેહલંકા સમાજના યુવક મંડળે પૂરા ખંતથી અને ઉત્સાહથી નિભાવી હતી અને એ ઝાંખીઓમાં અમારાં ઝોનના ઘણાં બધાં ભાઈ-બહેનોએ હાજર રહીને લ્હાવો લીધો હતો

૧૧.આ મહોત્સવમાં યુવાસંઘના પચાસ વર્ષ તથા મહિલા સંઘની પચ્ચીસ વર્ષની ઉજવણીના ભાગ રૂપે બન્ને મંડળોએ પોતપોતાના હિસાબે તૈયારીઓ બાબતે સારી ભૂમિકા ભજવી હતી અને અમારા ઝોનમાંથી આ વખતે કાર્યક્રમમાં ભાગ લેવા માટેના બાળકો સીમિત સંખ્યામાં હતાં. આ બાબતની તમામ તૈયારીઓ સ્થાનિક મંડળો સાથે રીજીયને મહત્વની ભૂમિકા ભજવી હતી.

૧૨.અમારા ઝોનમાં દર વર્ષે મે મહિનામાં દરેક ઘટક સમાજોમાં આપણા આદ્ય સુધારકોના જીવન સંઘર્ષો વિશે આવનાર આપણી નવી પેઢીને માહિતગાર કરવી અને સમાજજનો સાથે મળીને તેમને પુષ્પાંજલિ અર્પણ કરીએ છીએ. પણ આ વખતે સનાતની શતાબ્દી મહોત્સવ હોવાથી ઘણાં બધાં લોકો કચ્છમાં જવાથી આ કાર્યક્રમો થયા નથી પણ કચ્છમાં પાંચમા દિવસે જે આપણાં પાટીદાર રત્નો (આદ્ય સુધારકો) ની શોભાયાત્રાઓ અને મંડપ મધ્યે તેમની પાનમૂર્તિની પધરાવવા સાથે પૂજા અર્ચના અને સનાતનીઓ દ્વારા આરતીઓ કરવામાં આવી આ પ્રસંગે ખુશીના આંસુ સાથે ગૌરવથી મન પ્રફુલ્લિત થઈ ગયું હતું અને આખો મંડપ ભક્તિમય બની ગયો હતો અને આ લ્હાવો ખરેખર ભાગ્યશાળીના નસીબમા હોય.

૧૩.અમારા ઝોનમાં વર્ષમાં એક કારોબારી સભા લક્ષ્મીનારાયણ સ્વરૂપે આયોજન કરવામાં આવે છે તે આ વખતે તા. ૨૯-૭-૨૦૨૩ ના ખુશાલનગર ખાતે સરસ મજાના સુંદર રિસોર્ટમાં કરવામાં આવ્યું હતું. ૪૫ યુગલોએ આ સભામાં હાજરી આપી હતી અને સમાજ વિકાસ સાથે સંઘ ભાવનાનો આનંદ લીધો હતો.

૧૪.અમારા ઝોનમાં ગત વર્ષે આરોગ્યનિધી ચાલુ કરવામાં આવી છે. આમાં સખી દાતાઓની ઉદારતાને લીધે આર્થિક રીતે નબળા પરિવારો આનો લાભ લઈરહ્યા છે અને સુવ્યવસ્થિત રીતે આ યોજના પણ ચાલી રહી છે. આ યોજના અંતર્ગત જે સહાયતા કરવામાં આવે છે તે દાન રૂપે આપવામાં આવે છે.

**પ્રમુખશ્રી**
**ચીમનભાઈ નાનજીભાઈ લીંબાણી**

**મહામંત્રીશ્રી**
**પુરષોત્તમભાઈ હરિલાલ વેલાણી**

# આસનશોલ-બિહાર-ઝારખંડ ઝોન

૨૪/૦૭/૨૦૨૨- ઝોન સમાજ ની વાર્ષિક સામાન્ય સભા આસનસોલ મુકામે. ૦૬/૧૧/૨૨-- ઝોન સમાજ ની કારોબારી સમિતિ ની બેઠક, આસનસોલ મુકામે. ૦૫/૦૨/૨૩-- કારોબારી સમિતિ ની બેઠક, આસનસોલ મુકામે. ૨૧/૦૨/૨૩-- આસનસોલ મુકામે કેન્દ્રીય સમાજની"સનાતની ગૌરવ યાત્રા".

**પ્રમુખશ્રી**
**રામજીભાઈ હિરજીભાઈ ધોળુ**

**મહામંત્રીશ્રી**
**ગંગારામભાઈ પરબતભાઈ ચૌહાણ**

# પશ્ચિમ બંગાલ ઝોન

આપણી સમાજનો ત્રિવેણી શતાબ્દી મહોત્સવ ખુબજ સરસ રીતે જવાયો તેમાં અમોએ બહુ સંખ્યામાં હાજરી આપેલ કચ્છ કડવા પાટીદાર સનાતની જ્ઞાતિ અધિવેશન બહુ સરસ રીતે પ્રસાર થયું. અને અમોએ વર્ષ દરમ્યાન દિવાળી બોણી પહોંચતી કરી છે અને અમારા ઘટક સમાજ તથા નવયુવક મંડળ, મહિલામંડળ સામાજીક વાર્ષિક ઉત્સવ ઉજવે છે અને દરેક વર્ષે ગ્રીન ભારત મિશનના હેઠળ વૃક્ષોનું રોપણ પણ કરે છે. બ્લડ ડોનેશન કેમ્પનું પણ આયોજન કરે છે. મહિલા મંડળ મિશન અભિમન્યુના હેઠળ બાળકોને ટ્રેનીગ આપે છે અને રિધ્ધિ થી સમૃધ્ધિના હેઠળ અમારા ઝોન તરફથી રૂ. ૨,૯૩,૫૦૦/- નું યોગદાન આપેલ છે.

ભુજ જમીન સંપાદનના હેઠળ ભુમીદાનના ટોટલ ૨૦૪ (બસો ચાર વાર) અત્યાર સુધી નોંધાવ્યા છે અને હજી પણ અમારા પ્રયત્ન ચાલુ છે.

પશ્ચિમ બંગાલ ઝોન હંમેશા કેન્દ્રીય સમાજની હાકલને સન્માન આપે છે અને આપતું રહેશે.    એજ.

**પ્રમુખશ્રી**
**અમૃતલાલ વેલજીભાઈ પારસીયા**

**મહામંત્રીશ્રી**
**શિવલાલ શામજીભાઈ ચોપડા**

# મધ્ય પ્રદેશ ઝોન

સપ્ટેમ્બર 22 પ્રારંભમાં મહિલા સંઘ એમપી જોન ની રચના કરવામાં આવી જેના પ્રમુખ વસંતાબેન વેલાણી ની વર્ણી કરવામાં આવી, સંપર્ક યાત્રા ખંડવા, હરદા, ઇટારસી, ભોપાલ રાખવામાં આવી જેમાં ઝોન પ્રભારી ધીરુભાઈ, ખેતશીભાઈ, ડોક્ટર મહેન્દ્રભાઈ ની હાજરી હતી સાથે ઝોન પ્રમુખ હરિભાઈ પોકાર મહામંત્રી ગોવિંદ પેથાણી હાજર રહ્યા હતા રદ્દી થી સમૃદ્ધિ યોજના શતાબ્દી વર્ષ ના આયોજન ખર્ચને પહોંચી વળવા સર્વે ઘટક સમાજને અવગત કરવામાં આવ્યા અને સારો પ્રતિસાદ મળ્યો.

ગૌરવ યાત્રા આગોતરા આમંત્રણ યાત્રા 14 ફેબ્રુઆરી થી જબલપુર સાગર ભોપાલ હરદા ધારોડ ઇન્દોર નવલખા આયોજિત કરવામાં આવી કેન્દ્રીય પ્રભારીઓ સાથે મહામંત્રી શ્રી પરસોત્તમ ભગત પણ હાજર રહ્યા હતા ભૂમિદાન તથા રદ્દી થી સમૃદ્ધિ યોજના બાબતે પણ સરસ પ્રતિસાદ મળ્યો.

રામ નવમીના દિવસે ઇન્દોર સમાજ પર વજ્રપાત થયો નવલખા સમાજના 11 વ્યક્તિ આપણાથી વિદાય લઈ ગયા ઈશ્વર આગળ કોઈનું ચાલતું નથી આ દરમિયાન ધાર રોડ સમાજ તથા ગુજરાતી સમાજ નો સહયોગ પ્રશંસનીય રહ્યો.

10 થી 14 મે નખત્રાણા ખાતે શતાબ્દી મહોત્સવમાં દરેક ઘટક સમાજઓએ ભાગ લીધો અને સાથે રહીને યાદગાર ઝાંખીનું નિર્માણ કરી ઝોન નું ગૌરવ વધાર્યું

**પ્રમુખશ્રી**
**હરિભાઈ કરશનભાઈ પોકાર**

**મહામંત્રીશ્રી**
**ગોવિંદભાઈ ભાણજીભાઈ પેથાણી**

# છત્તીસગઢ ઝોન

કેન્દ્રીય શૌર્ય સંસ્કરણ સમિતિના અંતર્ગત આયુર્વેદિક મેડિકલ કેમ્પ નું આયોજન રાયપુર અને બિલાસપુર મધ્યે કરેલ. જેમાં સૌર્ય સંસ્કરણ સમિતિના કમિશનર શ્રી મહેન્દ્રભાઈ સેંઘાણી-મુંબઈ અને સેવા આપનાર આયુર્વેદિક ડોક્ટર શ્રી મુળજી ભાલાણી - સુરત ના સહયોગથી સફળ આયોજન કરવામાં આવ્યું.

રદ્દી થી સમૃદ્ધિ નું અભિયાન છત્તીસગઢ રિજીયન ના સહયોગ થી પ્રત્યેક ઘટક સમાજ સુધી પહોંચીને ફૂલ નહીં તો ફૂલની પાંખડીના સ્વરૂપે યોગદાન મેળવેલ.

ઝોનમાં રાજકીય ક્ષેત્રે શ્રી જયંતીભાઈ મગનભાઈ દિવાણી - રાયપુર નું ભારતીય જનતા પાર્ટીના રાયપુર જિલ્લા અધ્યક્ષ અને શ્રી રમેશભાઈ કરસન ભાઈ દિવાણી - રાજનાંદગાંવ નું ભાજપા જીલ્લા અધ્યક્ષ તરીકે નિમણૂક થવાથી ઝોન વતી તેમનું સન્માન કરેલ.

રાયપુર સમાજ દ્વારા પ્રતિવર્ષ વસંત પંચમીના દિવસે સમૂહ લગ્ન નું આયોજન કરવામાં આવે છે જેમાં છત્તીસગઢ ની સમસ્ત ઘટક સમાજ સહભાગી બને છે પ્રત્યેક નવદંપતીને છત્તીસગઢ ઝોન તરફથી સનાતન ધર્મ પત્રિકાનું આજીવન લવાજમ ઝોન તરફથી ભરવામાં આવે છે.

સનાતન મહોત્સવના આગોતરા આમંત્રણ પાઠવવા કેન્દ્રીય સમાજ દ્વારા સનાતન ગૌરવ યાત્રાનું આયોજન કરેલ જેમના અંતર્ગત રાજનાંદગાંવ , રાયપુર અને બિલાસપુર માં ભવ્ય ગૌરવ યાત્રાનું આયોજન કરેલ જેમાં મધ્યખંડ પ્રભારી શ્રી ધીરજભાઈ ભાવાણી, સહ પ્રભારી ખેતસીભાઈ રવાણી, કેન્દ્રીય ટ્રસ્ટી શ્રી નાનજીભાઈ રામાણી, તથા ઉપપ્રમુખ શ્રી જેન્તીભાઈ રામાણી ની વિશેષ ઉપસ્થિતિ રહેલ. આ ગૌરવ યાત્રામાં છત્તીસગઢની સમસ્ત ઘટક સમાજો સહભાગી બનેલ.

તા. 12/03/2023 ના રોજે રાયપુર મધ્યે છત્તીસગઢ ઝોન, છત્તીસગઢ મહિલા સંઘ અને યુવા સંઘ છત્તીસગઢ રિજીયનની સંયુક્ત કારોબારી સભા નું આયોજન કરેલ તેમાં જ્ઞાતિના રીત રિવાજોના ઠરાવો અંગે સુધારા/સૂચન લઈ સંશોધિત જ્ઞાતિ રિવાજો કેન્દ્રને મોકલવામાં આવેલ.

રાયપુર સમાજના યુવાન મિત્રો દ્વારા રાયપુર મધ્યે દ્વિ દિવસીય સગપણ સહયોગ સંમેલનનું વિશેષ આયોજન કરેલ જેમાં આપણી સમાજના ભારત ભર થી સગપણ યોગ્ય યુવાનો એ ભાગ લીધો. જેમાં સારી સફળતા મળેલ સગપણ નું કાર્ય આ યુવાન મિત્રો નિરંતર કરી રહ્યા છે જે સગપણની સમસ્યાને હળવી કરવા માટે ઝોન માટે એક વિશેષ ઉપલબ્ધિ કહી શકાય.

કેન્દ્રીય સમાજ દ્વારા ભુજ મધ્યે જમીનના ભૂમિદાન પેટે કેન્દ્રથી મળેલ ટાર્ગેટ થી દોઢગણું ટાર્ગેટ પૂર્ણ કરી લગભગ 88 લાખ જેટલું માતબાર અંશદાન ઝોન તરફથી એકત્રિત કરી આપેલ છે.

સમાજના આદ્ય સુધારક શ્રી કેસરા પરમેશ્વરા ની જયંતિ નિમિત્તે જોનની ઘટક સમાજો માં પ્રત્યેક વર્ષ બ્લડ ડોનેશનના કેમ્પ લગાવીને સેવા કાર્ય કરવામાં આવે છે.

શ્રી છત્તીસગઢ ગુજરાતી સકલ સમાજ દ્વારા માનવ જીવન તેમજ સમાજમાં વિશેષ યોગદાન આપનાર કેન્દ્રીય ટ્રસ્ટી શ્રી નાનજીભાઈ શામજીભાઈ રામાણીને ગુજરાતી સમાજનું સર્વોચ્ચ સન્માન "છત્તીસગઢ ગુજરાતી રત્ન" થી સન્માનિત કરવામાં આવેલ.

સનાતની શતાબ્દી મહોત્સવમાં છત્તીસગઢ થી બહુ સારું આર્થિક યોગદાન આપેલ તેમજ આયોજન દરમિયાન મોટી સંખ્યામાં છત્તીસગઢ ઝોન થી જ્ઞાતિજનો ઉપસ્થિત રહી શોભા યાત્રાની પ્રસ્તુતિ કરેલ. આયોજન દરમ્યાન વિભિન્ન પ્રતિયોગીતા માં છત્તીસગઢ ઝોને ભાગ લઈ સૌથી વધુ મેડલ મેળવવાનું ગૌરવ પ્રાપ્ત થયેલ છે.

તા. 23/07/2023 ના રોજ છત્તીસગઢની વાર્ષિક સામાન્ય સભા રાયપુર મધ્યે મળી જેમાં છત્તીસગઢ પાટીદાર ગૌરવ સન્માન - 2023 નું વિશેષ આયોજન કરેલ જેમાં વિશિષ્ટ સિદ્ધિ હાંસલ કરનાર જેમકે શૈક્ષણિક ક્ષેત્રે 26 રમતગમત ક્ષેત્રે 12 સામાજિક ક્ષેત્રે 2 અને રાજકીય ક્ષેત્રે 2 મળી કુલ 42 વ્યક્તિઓનું સન્માન કરેલ આવું આયોજન છત્તીસગઢ ઝોન પ્રતિવર્ષ કરે છે.

આ ઉપરાંત ઝોનની મોટી સમાજ રાયપુર દ્વારા સમૂહ લગ્ન, રામનવમીના ભવ્ય શોભાયાત્રા કે જેની નોંધ પ્રશાસન પણ લે છે. હનુમાન જન્મોત્સવ, કાવડયાત્રા તેમજ વર્ષોથી લક્ષ્મીનારાયણ સંસ્કાર કેન્દ્ર પણ ચાલે છે તથા સ્વાસ્થ્ય આરોગ્ય સેવા કેન્દ્ર વર્ષોથી ચાલે છે તેમજ સ્વાસ્થ્ય શિબીરો તેમજ વ્યાપાર સંબંધિતમાં બિઝનેસ મોટીવેશન કાર્યક્રમ તથા શૈક્ષણિક સંબંધીત કાર્યમાં આર્થિક રીતે નબળા પરિવારના બાળકો માટે શિક્ષા નિધિ તથા ઉચ્ચ અભ્યાસર્થે વિદ્યાર્થીઓ માટે કેરિયર કાઉન્સિલિંગ જેવા કાર્યક્રમો ઉપરાંત  રમત ગમતના ટુર્નામેંટોનું આયોજન તથા પરંપરાગત ઉત્સવો નિયમિત ઉજવવામાં આવે છે જેમાં પ્રદેશ સરકારના મંત્રીઓ ઉપરાંત મુખ્યમંત્રી તેમ જ રાજ્યપાલ પણ પ્રતિવર્ષ આવે છે.

ઝોનની અન્ય મોટી ઘટક સમાજ રાજનાંદગાંવ માં પણ વિવિધ ઉત્સવ અને ધાર્મિક આયોજનો નિયમિત થાય છે જેમાં પણ સરકારના મંત્રીઓ સિરકત કરે છે. અહીં પણ લક્ષ્મીનારાયણ સંસ્કાર કેન્દ્ર નો શુભારંભ કરેલ છે. રાજનાંદગાંવ ની પરણીત બહેનો, દીકરીઓ દ્વારા "હમારી સ્વરાગિની રાજનંદીની" નામનો વિશેષ કાર્યક્રમ આયોજીત કરેલ, જેમાં છત્તીસગઢ રાજ્યના પૂર્વ મુખ્યમંત્રી ડો. રમણસિંહ હાજર રહેલ. "માતૃવંદન સમારોહ"નું આયોજન કરેલ જેમાં માતાઓને સ્મૃતિ ભેટ આપી સન્માનિત કરેલ.

આ ઉપરાંત ઝોન ને કેન્દ્ર થી જે દિશા નિર્દેશ મળે છે તેનું પ્રત્યેક ઘટક સમાજ સુધી પહોંચાડી અમલ કરાવે છે. અત્રે ઉલ્લેખનીય છે કે છત્તીસગઢ ઝોન સંપૂર્ણ સનાતની છે. દિવાળી બોણી પ્રત્યેક ઘટક સમાજ થી એકત્રિત કરી કેન્દ્રને નિયમિત મોકલવામાં આવે છે. મિશન અભિમન્યુ અંતર્ગત ઘટક સમાજ માં બાળ સંસ્કાર શિક્ષણ કેન્દ્રો ચાલે છે.

**પ્રમુખશ્રી**
**કાંતિલાલ માવજીભાઈ લીંબાણી**

**મહામંત્રીશ્રી**
**અર્જુનભાઈ હંસરાજભાઈ ધનાણી**

# ઓડીસા ઝોન

૧) ઝોન સમાજની ઘટક સમાજો ધ્વારા વડીલ વંદના કાર્યક્રમનું આયોજન કરવામાં આવેલ.
૨) ઝોન સમાજની ઘટક સમાજો ધ્વારા MISSION અભિમન્યુનો કાર્યક્રમનું પણ સફળ આયોજન ચાલુ જ છે.
3) શ્રી ગુજરાત ભવન ખાતે ઝોન સમાજની AGM નું આયોજન કરવામાં આવેલ
૪) શ્રી જગન્નાથપુરી ખાતે શ્રી ભુવનેશ્વર સમાજ ધ્વારા અન્નક્ષેત્રનું આયોજન આ વર્ષે પણ રથયાત્રા (અષાઢી બીજ) વખતે કરવામાં આવેલ જેનો લાભ હજારો હરિભક્તોએ લીધેલ હતો.
૫) દિવાળી બોણી -૨૦૨૨ ની રકમ તેમજ શ્રી સમાજની રદ્દી થી સમૃધ્ધિ સ્કીમનો ફાળો શ્રી સમાજને અર્પણ કરાવવામાં આવેલ.
૬) શ્રાવણ મહિનામાં બોલબમ પગપાળા જતા કાવળિયા માટેના સેવા કેમ્પનું આયોજન કટક, ભુવનેશ્વર, બાલેશ્વર અને બલાંગીર ખાતે કરવામાં આવેલ
૭) ભુવનેશ્વર સમાજ ધ્વારા રક્તદાન શિબિરનું આયોજન કરવામાં આવેલ જેમાં ઓડીસા સરકારના કેબિનેટ મિનિસ્ટર શ્રી રાજેન્દ્ર ધોળકીયાએ પણ હાજરી આપીને સમાજના ભાઈઓનો ઉત્સાહ વધારેલ.
૮) શ્રી જગન્નાથપુરી ખાતે શ્રી ઓડીસા ઝોન સમાજનું પંચમ સ્નેહમિલનનું ભવ્ય આયોજન કરવામાં આવેલ જેમાં શ્રી સમાજના ટ્રસ્ટી શ્રી નાનજીભાઈ રામાણી, શ્રી સમાજના પ્રમુખશ્રી અબજીભાઈ કાનાણી, ખંડ પ્રભારી શ્રી શંકરભાઈ રવાણી તથા યુવાસંઘ કાઉન્સિલ પ્રમુખશ્રી પ્રતાપભાઈ છાભૈયાએ હાજરી આપેલ તેમજ પૂર્વ ભારત ખંડના પશ્ચિમ બંગાળ ઝોન તથા આસનસોલ-બિહાર ઝારખંડ ઝોનના હોદ્દેદારોએ પણ હાજરી આપેલ.
૯) મકરસંક્રાંતિ પર્વ નિમિતે શ્રી ભુવનેશ્વર સમાજ ધ્વારા કાંચા રમત તથા સતોડિયા રમતનું આયોજન કરવામાં આવેલ.
૧૦)સનાતની શતાબ્દી મહોત્સવમાં ઝોન સમાજના સભ્યોએ સારી એવી સંખ્યામાં હાજરી આપેલ અને ભગવાન જગન્નાથજીની ઝાંખી રથયાત્રામાં ઘણી જ આકર્ષક હતી.
૧૧) તા. ૨/૬/૨૩ ના ઓડીસામાં જે ગંભીર રેલ્વે અકસ્માત થયો તેમાં પણ ઓડિસાની બાલેશ્વર તેમજ ભદ્રક સમાજના સભ્યો રાહત કાર્ય, જમવાની સામગ્રી, મેડિકલ વિગેરે ક્ષેત્રે નોંધપાત્ર મદદ કરેલ.

**પ્રમુખશ્રી**
**પરેશભાઈ વાલજીભાઈ છાભૈયા**

**મહામંત્રીશ્રી**
**ધનજીભાઈ હરજીભાઈ ભાવાણી**

# દિલ્હી રાજસ્થાન ઝોન

સનાતની ગૌરવ યાત્રાનુ ભાવ-પૂર્વક સન્માન મધ્ય ખંડ અંતર્ગત દિલ્હી રાજસ્થાન ઝોન સમાજવતી કેન્દ્રીય સમાજના પ્રમુખશ્રી અબજીભાઈ કાનાણી સાથે મધ્યખંડ, પૂર્વ ખંડ, કેન્દ્રીય યુવાસંઘ, ઉત્તર ભારત રીજીયન અને ઘટક સમાજની ત્રણે પાંખોના હોદ્દેદારોની સાક્ષીમા કરવામાં આવ્યું.

કેન્દ્રીય મહિલાસંઘ દ્વારા દિલ્હી રાજસ્થાન ઝોન મહિલાસંઘની રચના તારીખ 22/ 11/ 2022 ના રોજ પ્રમુખશ્રી નર્મદાબેન રવાણી (જયપુર) અને મહામંત્રી રાધાબેન સેંઘાણી (દિલ્હી) ની વરણી કરવામાં આવી.

સનાતની શતાબ્દી મહોત્સવ દરમિયાન રદ્દી થી સમૃદ્ધિ યોજના અંતર્ગત દિલ્હી રાજસ્થાન ઝોન સમાજ ની આવેલ ઘટક સમાજો દ્વારા કેન્દ્રીય સમાજને સહયોગ નિધિ અર્પણ કરવામાં આવી.

શતાબ્દી મહોત્સવ અને છઠ્ઠા અધિવેશન નિમિત્તે ઝોનમા ઓછી સંખ્યા હોવા છતા મોટી સંખ્યામાભાઈ બહેનો નખત્રાણા ખાતે હાજર રહેલ હતા

દિલ્હી ઘટક સમાજ દ્વારા સૌંદર્ય શણગાર અને દાંડિયા, ગરબાની વર્કશોપ, ગુજરાતી સંસ્થા સાથે ભાગ લઈ રાસ ગરબા હરીફાઈ , વડીલ પ્રવાસનું આયોજન મધુબન રાષ્ટ્રીય આશ્રમ (પલ્લા )દિલ્હીમાં યોજવામાં આવી હતી. શ્રી સમાજના સભ્યોનુ સ્વાસ્થ્ય કેવી રીતે સ્વસ્થ રહે તે પ્રયાસ મા શ્રી પટેલ તરુણ મિત્ર મંડળ દિલ્હી દ્વારા ન્યુરોલોજીસ્ટ કાર્ડિયોલોજીસ્ટના નિષ્ણાતો દ્વારા શિબિર યોજવામાં આવ્યું હતું જેના અંતર્ગત લોહીનું દબાણ, પેશાબ, ECG વગેરેના ટેસ્ટો કરવામાં આવ્યા હતા. માર્ચ 2023 ના ભાગવતચાર્ય પ. પૂજ્ય શરદભાઈ વ્યાસ દ્વારા માનવીય મૂલ્યો, માનવીય વાણી અને માનવીય વર્તન વિષય ઉપર યુવાઓ ને જાગૃત કરવા અર્થે યોજવામાં આવ્યો હતો.

જયપુર મહિલા મંડળ દ્વારા આનંદ મેળાનું આયોજન સ્વાદિષ્ટ વ્યંજન સાથે રાખવામાં આવેલ હતું તેમજ જયપુર મંડળ દ્વારા સાંસ્કૃતિક કાર્યક્રમ તથા મહિલા મંડળ દ્વારા વડીલ માતાઓ માટે વિવિધ રમતોનુ આયોજન ગોઠવેલ હતું.

કેન્દ્રીય યુવાસંઘ મિશન અભિમન્યુ અંતર્ગત બાળકોમાં આધ્યાત્મિક પ્રત્યે લગાવો અને સંસ્કારોનુ સિંચન નિમિત્તે દિલ્હી મહિલા મંડળની બહેનો દ્વારા મિશન અભિમન્યુનો કાર્યક્રમ નિરંતર ચાલુ રાખેલ છે

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ દ્વારા તારીખ 5/10/ 22 ના રોજ તેજસ્વી બાળકોનું સરસ્વતી સન્માન કરવામાં આવ્યું હતું સાથે દિલ્હી રાજસ્થાન ઝોન વતી વર્ષ 2023 ના સારા ગુણાંક સાથે પરિણામ લાવા બદલ બાળકોને અભિનંદન પાઠવવામાં આવ્યા હતા.

મિશન ગ્રીન ઇન્ડિયા અંતર્ગત સ્વર્ગીય વસંતભાઈ ધોળુંને ભાવપૂર્ણ શ્રદ્ધાંજલિ અર્પણ માટે વૃક્ષ રોપણનો કાર્યક્રમ ઝોન ઘટક સમાજ દ્વારા ગોઠવવામા આવ્યો.

**પ્રમુખશ્રી**
**ગંગારામભાઈ કાનજીભાઈ રવાણી**

**મહામંત્રીશ્રી**
**વિરચંદભાઈ માવજીભાઈ પોકાર**

# બૃહદ મુંબઈ ઝોન

આપણા જ્ઞાતિજનોની વિશાળ વસ્તી ધરાવતો એક ઝોન છે. તેના અંતર્ગત 20 ઘટક સમાજો સમાવિષ્ટ થયેલ છે. જેમાં ઘાટકોપર , ડોમ્બીવલી, થાણા, મુલુંડ, ભિવંડી, બદલાપુર, કોન-કલ્યાણ, સહાડ, ઉલ્હાસનગર, રે રોડ, અંધેરી, બોરીવલી, મલાડ, મીરારોડ, કાશીમીરા-ભાયંદર, વસઇ-નાલાસોપારા-વિરાર, બોઇસર, પનવેલ, કામોઠા – કલંબોલી અને ખોપોલી-રસાયણી સમાજો સામેલ છે. દરેકે દરેક ઘટક સમાજો સ્થાનિક સ્તરે વર્ષ દરમ્યાન સામાજિક, આધ્યાત્મિક, ધાર્મિક, સાંસ્કૃતિક, શૈક્ષણિક અને આરોગ્યને લગતા વિવિધ કાર્યક્રમો સમયાંતરે આયોજન કરતી હોય છે અને ઘણા કાર્યક્રમોમાં ઝોન ના હોદ્દેદારો –પ્રતિનિધિઓ વગેરે હાજર રહી અખિલ ભારતીય સમાજ ની પ્રવૃતિઓની માહિતી આપતા હોય છે

" સનાતની શતાબ્દી મહોત્સવ " અંતર્ગત રદ્દી થી સમૃદ્ધિ નો કોન્સેપ્ટ જે મા તદ્દન નવતર પ્રયોગ રૂપે રદ્દી દ્વારા ફંડ ઉપાર્જન કરવાનું નક્કી કરવામાં આવેલ અને શતાબ્દી મહોત્સવના ભવ્ય આયોજનમાં સમાજના દરેક પરિવાર નું યોગદાન હોય એવી પહેલ એટલે રદ્દી થી સમૃદ્ધિ. આ યોજનાને મુંબઈ ઝોનમાં અમલ માટે મુંબઈ ઝોન, મુંબઈ રિજીયન અને મુંબઈ મહિલા સંઘ ની સયુંકત સભા 17-09-2023 ના રોજ ઘટકોપર પાટીદાર વાડી ખાતે રાખવામાં આવેલ જેમાં કેન્દ્રીય સમાજના પ્રમુખ શ્રી અબજીભાઈ કાનાણી અને ઉપ પ્રમુખ જયંતીભાઈ રામાણી ઉપસ્થિત રહેલ. મુંબઈ સ્તરની રદ્દી થી સમૃદ્ધિ સમિતિ નું ગઠન કરવામાં આવેલ અને નવરાત્રી દરમ્યાન સ્થાનિક ઘટક સમાજો માં આ યોજના નો પ્રચાર પ્રશાર કરવામાં આવેલ.

કામોઢા- કલંબોલી ઘટક સમાજ, બદલાપુર ઘટક સમાજ, થાણા અને ભિવંડી ઘટક સમાજમાં સંપર્ક યાત્રાઓ નું આયોજન કરવામાં આવેલ. મુંબઈ ઝોન ના હોદ્દેદારો, ઝોન પ્રતિનિધિઓ, વિભાગીય પ્રતિનિધિઓ અને ખાસ કેન્દ્રીય સમાજના પ્રમુખ શ્રી અબજીભાઈ કાનાણીની દરેક સભામાં પ્રોત્સાહક ઉપસ્થિતિ રહેલ. સનાતની શતાબ્દી મહોત્સવ ના આયોજન, રદ્દી થી સમૃદ્ધિ યોજના, ભુજ ખાતે કેન્દ્રીય સમાજ દ્વારા સંપાદિત થયેલ જમીન માટે ભૂમીદાન, કેન્દ્રીય સમાજ દ્વારા ચાલતી વિવિધ

યોજનાઓ અને કાર્યોની માહિતી અને દિવાળી બોણી વગેરેની સવિસ્તાર માહિતી આપવામાં આવેલ. યુવાસંઘ ના સેંટ્રલ પ્રેસિડેન્ટ હિતેશભાઈ રામજીયાણી અને મુંબઈ રીજીયનના પદાધિકારીઓ પણ સંપર્ક યાત્રાઓ માં જોડાયેલ. આ સંપર્ક યાત્રામાં માતબર રકમનું ભૂમીદાન નોંધાયેલ.

આપણા સમાજનું કરાચી ખાતે પ્રથમ અધિવેશન યોજવામાં આવેલ તેને 100 વર્ષ પૂર્ણ થતાં શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, દ્વારા સનાતની શતાબ્દી મહોત્સવની સંપૂર્ણ જાણકારી અને આગોતરા આમંત્રણ આપવા ગૌરવ યાત્રાના રૂપે કેન્દ્રીય સમાજ યુવાસંઘ અને મહિલાસંઘની ટીમ 5 માર્ચ થી 10 માર્ચ 2023 દરમ્યાન મુંબઈ ઝોનમાં પધારેલ. મુંબઈ ઝોન માં ઘાટકોપર ઘટક સમાજ ના યજમાની હેઠળ ઘાટકોપર પાટીદાર સમાજ વાડી માં, ડોમ્બીવલી સમાજ ના નેજા હેઠળ ડોમ્બીવલી પાટીદાર ભવનમાં, થાણા સમાજના નેજા હેઠળ પાટીદાર બેન્કવેટ હૉલમાં, બોરીવલી સમાજ ના નેજા હેઠળ બોરીવલી સમાજ વાડીમાં અને વિરાર – વસઈ- નાલસોપાર વિભાગની ઘટક સમાજમા ગૌરવ યાત્રાઓ નું આયોજન કરવામાં આવેલ. આ સમસ્ત ગૌરવ યાત્રા માં કેન્દ્રીય સમાજ પ્રમુખ શ્રી અબજીભાઈ કાનાણી, ઉપપ્રમુખ જયંતીભાઈ રામાણી, આયોજન સમિતિ પ્રમુખ ગોપાલભાઈ ભાવાણી, ટ્રસ્ટીઓ શ્રી છગનભાઇ પોકાર, જેઠાભાઇ પોકાર , મોહનભાઇ રામજિયાણી, પ્રભારી રતનશીભાઈ દિવાણી, સહ પ્રભારી ગંગારામ ભાઈ પોકાર, મુંબઈ ઝોન પ્રમુખ કાંતિભાઈ લીંબાણી, મુંબઈ ટ્રસ્ટ ફંડ ચેરમેન અરુણભાઈ નાકરાણી અને પદાધિકારીઓ, યુવાસંઘના સેંટ્રલ પ્રેસિડેન્ટ હિતેશભાઈ રામજીયાણી, મુંબઈ રીજીયન ચેરમેન હસમુખભાઇ અને પદાધિકારીઓ, મહિલા સંઘ મુંબઈના પ્રમુખ હેમિકાબેન અને પદાધિકારીઓ વગેરે જોડાયેલ હતા. દરેકે દરેક ઠેકાણે સ્થાનિક મહિલા મંડળ અને મુંબઈ મહિલા સંઘની બહેનો દ્વારા પરંપરાગત રીતે પોથી અને ગોતીડાં અને ઢોલ સાથે પધારેલ મહેમનોનું કુમકુમ તિલક સાથે પુષ્પોની વર્ષા કરી સ્વાગત કરવામાં આવેલ. આ બધી ગૌરવ યાત્રાઓમાં ઉત્સાહ સાથે બહોળી સંખ્યામાં જ્ઞાતીજનો હાજર રહેલ.

સનાતની શતાબ્દી મહોત્સવના આયોજન માટે માનવંતા દાતાઓને દાન ની ટહેલ માટે અને સાથે સાથે વ્યક્તિગત આમંત્રણ આપવા માટે કેન્દ્રીય પદાધિકારીયો ની ટીમ જેમાં કેન્દ્રીય સમાજ પ્રમુખ શ્રી અબજીભાઈ કાનાણી, ઉપપ્રમુખ ભાણજીભાઈ પોકાર, મહામંત્રી શ્રી પુરષોત્તમભાઈ ભગત, ટ્રસ્ટીઓ શ્રી છગનભાઇ પોકાર, મોહનભાઇ રામજિયાણી, આયોજન સમિતિ વાઇસ ચેરમેન રમેશભાઈ પારસિયા, યુવાસંઘ સેંટ્રલ પ્રેસિડેન્ટ હિતેશભાઈ રામજીયાણી અને મુંબઈ ઝોનના પદાધિકારીયો તા. 11 અને 12 એપ્રિલ 2023 દરમ્યાન સાથે રહી ઘણા દાતાઓના યોગદાન મેળવેલ હતા જેમાં સનાતની શતાબ્દી મહોત્સવના મુખ્ય દાતા શ્રીમતી સાવિત્રીબેન પૂંજાલાલ શિરવી પરિવારનું મુખ્ય યોગદાન રહેલ.

સનાતની શતાબ્દી મહોત્સવ દરમ્યાન શોભાયાત્રાની ઝાંખીથી લઈને સમગ્ર કાર્યક્રમ દરમ્યાન મુંબઈ ઝોનના જ્ઞાતિજનોએ બહોળી સંખ્યામાં હાજરી આપેલ અને આ અવિસ્મરણીય મહોત્સવમાં ઉત્સાહ પૂર્વક ભાગ લઈ મહોત્સવ ને સફળ બનાવેલ હતો. યુવાસંઘ મુંબઈ રીજીયન અને મહિલા સંઘ મુંબઈ ઝોનના સમસ્ત કાર્યકર્તાઓએ સોંપેલ જવાબદારી સુપરે પાર પાડેલ.

સમયાંતરે મુંબઈ ઝોનની કારોબારી સભાઓ નું આયોજન થતું હોય છે જેમાં કેન્દ્રીય સમાજ દ્વારા વર્તમાન પ્રવૃતિઓ અને સમાજ વિકાસ ના મુદ્દાઓ પર ચર્ચા થતી હોય છે. ખાસ ભૂમિદાન અને દિવાળી બોણી પર ધ્યાન આપી અને વધારે મા વધારે નોંધાય તે માટે બધી ઘટક સમાજોને આહ્વાન કરાતું હોય છે. અત્યાર સુધી માં મુંબઈઝોનને આપેલ લક્ષ્યાંક 1250 વાર થી પણ વધારે 1854 વાર જેટલું માતબર ભૂમીદાન મુંબઈ ઝોન દ્વારા નોંધાયેલ છે.

વિશેષ માં શ્રી ક. ક. પા. જ્ઞાતિ ટ્રસ્ટ ફંડ મુંબઈ નો સહયોગ મુંબઈ ઝોનની સભા માટે વાડી ની ફાળવણી થી લઈને અન્ય કોઈ પણ આયોજન માટે હમેશા મળતો રહેલ છે તેનો અમે અત્રે થી આભાર વ્યક્ત કરીએ છીએ.

મુંબઈઝોન દ્વારા અગાઉ પણ કેન્દ્રીય સમાજ ના વિકાસ કાર્યો મા સારો સહયોગ આપેલ છે અને આગામી સમયમાં પણ કેન્દ્રીય સમાજ ને પૂરતો સહકાર મળતો રહેશે.

**પ્રમુખશ્રી**
**કાંતિલાલ લખમશીભાઈ લીંબાણી**

**મહામંત્રીશ્રી**
**પરેશભાઈ સોમજીભાઈ માવાણી**

# વિદર્ભ ઝોન

વિદર્ભ ભારતના મહારાષ્ટ્ર રાજ્યનો પૂર્વ પ્રદેશ છે. મહારાષ્ટ્રની ઉપરાજધાની તરીકે નાગપુર શહેર છે શ્રી કેન્દ્રીય સમાજના વિવિધ ઝોન અંતર્ગત મધ્યખંડમાં વિદર્ભ ઝોન સમાજ આવેલ છે વિદર્ભ ઝોન સમાજમાં વ્યવસાય અર્થે નાગપુર, અમરાવતી, ભંડારા, અકોલા, બલ્લારશા, ગોંદીયા, સાવનેર, ઉમરેર, વર્ધા, વરૂડ, ખામગાવ, બુલઢાણા (ઘાટ ઉપર), મલકાપુર, વાસીમ, યવતમાલ, ચંદ્રપુર, કારંજાલાડ, કામઠી, અંજનગાવ, આકોટ, બાર્શી ટાકલી, કલમેશ્વર, પાંઢુણા, પુલગાવ, વણી વરોરા તેમજ મધ્ય પ્રદેશનો સીમાવર્તી ગામો મુલતાઇ, છિંદવાડા, બાલાઘાટ સહિત અન્ય નાના ગામોમાં લગભગ 8500 જેટલી જનસંખ્યા વસવાટ કરે છે દરેક ઘટક સમાજને એક સુત્રે બાંધી વિદર્ભ ઝોન સમાજ, યુવાસંઘ રિજીયન અને મહિલાસંઘ ઝોનના ઓરેન્જ પ્રભાગ,વેનગંગા પ્રભાગ અને ગજાનંદ પ્રભાગ પાડી તેના પ્રભારીની નિમણૂક કરી જવાબદારી સોંપી સંયુક્ત રીતે સામાજિક કર્યો કરવામાં આવે છે.

૧) સભાઓ :-વિદર્ભ ઝોન સમાજની ગત વાર્ષિક સભા શ્રી ભારતીદીદી ગૌશાળા સંસ્થાન, કાપસી, નાગપુરના સાનિધ્યમાં યોજવામાં આવેલ તેમાં મુખ્યત્વે શ્રી કેન્દ્રીય સમાજના ઉપપ્રમુખશ્રી જેન્તીભાઇ રામાણી (અમદાવાદ), મધ્યખંડ પ્રભારી ધીરજભાઇ ભાવાણી (અમરાવતી), મધ્યખંડ સહપ્રભારીશ્રી ખેતશીભાઇ રવાણી (નાસિક), શ્રી કેન્દ્રીય મહિલાસંઘ મહામંત્રીશ્રીમતી રમીલાબેન રવાણી (નાસિક) તેમજ ઝોનના પદાધિકારીઓ, કારોબારી સભ્યો તેમજ દરેક ઘટક સમાજના મુખ્ય કાર્યકર્તાઓ ઉપસ્થિત રહેલ. તેમાં ભાવિ સમાજ કેવો હોવો જોઇએ તેનું પ્રોજેક્ટર દ્વારા સ્કિન પર બતાડવામાં આવેલ તથા અન્ય સામાજિક કાર્યોને ગતિ આપવા ચર્ચા વિચારણા કરવામાં આવેલ. આગામી વાર્ષિક સભા શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ, ગોંદીયાના યજમાન પદે યોજવાનું નક્કી કરવામાં આવેલ.

૨) સંપર્ક યાત્રાનું આયોજનવિદર્ભ ઝોનની દરેક ઘટક સમાજોની સંપર્ક યાત્રા કરવામાં આવેલ તેમાં દરેક સમાજોએ ઉત્સાહ ભેર સભાઓના આયોજન કરેલ અને શ્રી કેન્દ્રીય સમાજના કર્યો અને તેની ગતિવિધિઓની જાણકારી આપવામાં આવેલ.

૩) દિવાળી બોણી, ભૂમિદાન અને રદ્દી થી સમૃદ્ધિવિદર્ભ ઝોનની દરેક સમાજોમાંથી પ્રતિવર્ષ સ્વચ્છીક દિવાળી બોણી નિયમિત મોકલવામાં આવે છે. શ્રી કેન્દ્રીય સમાજની ટહેલથી ભુજ ખાતેની જમીન સંપાદન માટે વિદર્ભ ઝોનમાંથી ભૂમિદાન ૭૫ વાર કરતા વધુ દાતાશ્રીઓના અમૂલ્ય સહયોગથી નોંધાવવામાં આવેલ છે. સનાતની શતાબ્દી મહોત્સવ માટે યુવાસંઘ વિદર્ભ રિજિયનના સહયોગથી રદ્દી થી સમૃદ્ધિ યોજનામાં નોંધપાત્ર દાન લેવામાં આવેલ.

૪) સમૂહ લગ્નોત્સવવિદર્ભ ઝોનની મુખ્ય સમાજ શ્રી કચ્છ પાટીદાર સમાજ લક્કડગજ નાગપુર દ્વારા દર વર્ષે નિયમિત વસંત પંચમીના શુભ દિવસે સમૂહ લગ્નનું આયોજન કરવામાં આવે છે. આ વર્ષે ૩૮ મા સમૂહ લગ્નનું સફળતા પૂર્વક આયોજન કરવામાં આવેલ.

૫) સામાજિક તથા ધાર્મિક તહેવારોદરેક ઘટક સમાજો દ્વારા આપણા પારંપરિક તહેવારો જેવા કે જન્માષ્ઠમી, નવરાત્રી મહોત્સવ, દિવાળી મિલન, રામ જન્મોત્સવ તથા કુળદેવી માં ઉમિયાજી પ્રાગટ્ય દિવસ, રાષ્ટ્રીય તહેવારો તેમજ સમાજ આદ્યસુધારક પ.પુ. કેશરા પરમેશ્વરા અને પ.પૂ.નારાયણજી રામજી લીંબાણીની જન્મ જયંતી નિમિતે રક્તદાન શિબિરનું આયોજન દરેક ઘટક સમાજોના યુવા મંડળ અને મહિલા મંડળના સાથ સહયોગથી કરવામાં આવે છે.

૬) યુવા ઉત્કર્ષ અને રમતોત્સવ કાર્યક્રમોવિદર્ભ રિજિયનના દરેક યુવક મંડળો પોતાની સ્થાનિક સમાજોમાં યુવા સુરક્ષા કવચ (YSK), સનાતન પત્રિકાનો પ્રચાર પ્રસાર કરી યુવાઓને જોડવામાં આવે છે. મિશન અભિમન્યુ બાલ સંસ્કાર કેન્દ્રો ચલાવવામાં આવે છે. યુવા વિદ્યાર્થી ભાઇ બહેનો માટે ઉડાન હમારી તેમજ યુવાન દંપતી માટે સાત વચન અને વડીલ માતાઓ માટે જીવન સંધ્યા જેવા મોટીવેશન કાર્યક્મો કરવામાં આવેલ. શ્રી પાટીદાર યુવક મંડળ, લક્કડગંજ, નાગપુર દ્વારા વિદર્ભના યુવાનો માટે ડે નાઇટ ક્રિકેટ ટુર્નામેન્ટનું આયોજન કરવામાં આવેલ.

૭) આર્થિક સહાયતાશ્રી વિદર્ભ ઝોનની કેટલીક ઘટક સમાજો દ્વારા તેજસ્વી વિદ્યાર્થીઓને ઉચ્ચ અભ્યાસ માટે આર્થિક લોન તથા મેડિકલ સહાયતા તેમજ જરૂરિયાતમંદોને વાર્ષિક અન્નપૂર્ણા કીટ આપવામાં આવે છે.

૮) મહિલાસંઘ વિદર્ભ ઝોનની રચનાશ્રી સમાજની ભલામણથી શ્રી મહિલાસંઘ વિદર્ભ ઝોનની રચના કરવા વિદર્ભ ઝોનની દરેક સમાજો અને મહિલા મંડળો સાથે વિચાર વિમર્શ કરી શ્રી કચ્છ પાટીદાર સમાજ લક્કડગંજ, નાગપુર માર્ગદર્શન હેઠળ સભા લઇ મહિલાસંઘ વિદર્ભ ઝોનની રચના કરવામાં આવેલ તેમાં પ્રમુખ તરીકે શ્રીમતી કસ્તુરબેન ત્રિભોવનભાઇ વાલાણી (નાગપુર) અને મહામંત્રી તરીકે શ્રીમતી હેમલતાબેન મહેન્દ્રભાઇ પોકાર (નાગપુર) તથા દરેક મહિલા મંડળના પ્રતિનિધિઓને જવાબદારી સોંપવામાં આવેલ.

૯) સનાતની અધિવેશન મહોત્સવશ્રી કેન્દ્રીય સમાજ, શ્રી કેન્દ્રીય યુવાસંઘ અને શ્રી કેન્દ્રીય મહિલાસંઘ આયોજિત ભવ્યતમ ત્રિવિધ સનાતની અધિવેશન મહોત્સવમાં દરેક ઘટક સમાજોના સભ્યો મોટી સંખ્યામાં નખત્રાણા ખાતે ઉપસ્થિત રહ્યા હતા. ભવ્ય શોભાયાત્રામાં વિદર્ભ ઝોન સમાજવતી રાષ્ટ્રીય સ્વયં સેવક (RSS) ની થીમ રાખવામાં આવેલ તેની સૌએ વિશેષ નોંધ લઇ બિરદાવેલ હતા. તેમજ ઝોનના યુવા ભાઇ બહેનોએ વિવિધ સ્પર્ધા અને સાંસ્કૃતિક કાર્યક્રમોમાં ભાગ લઇ સુંદર પ્રદર્શન કરેલ.

૧૦) ગૌરક્ષા સેવાધર્મ ગુજરાત બહાર આપણી સમાજના ભાઇઓ દ્વારા સંચાલિત શ્રી ભારતી દીદી ગૌ શાળા સેવા અર્થે ચલાવવામાં આવે છે તેમાં લગભગ ૭૦૦ થી વધુ ગૌવંશ અને મુક જીવોની ભારતભરના દાન દાતાઓના સહયોગથી ઉત્તમ સેવા કરવામાં આવે છે. દાન આપનાર દાતાશ્રી ૮૦૦ હેઠળ કરમુક્તનો લાભ મેળવી શકે છે.

**પ્રમુખશ્રી**
**ભીમજીભાઇ લાલજીભાઇ સેંઘાણી**

**મહામંત્રીશ્રી**
**રસિકલાલ દેવજીભાઇ ચોપડા**

# મધ્ય મહારાષ્ટ્ર ઝોન

ઝોનની વિવિધ સમાજો પૈકી શ્રીરામપુર સમાજ, રાહૂરી - શિરડી સમાજ, કોપરગાવ સમાજ, ચાલીસગાવ સમાજ, ધુલીયા સમાજ, નાંદેડ સમાજો માં વૃક્ષારોપણનો કાર્યક્રમ રાખવામાં આવેલ.

ઝોનની વિવિધ સમાજોમાં રકતદાન શિબિર બાળકો માટે ટ્રેનીગ કેમ્પ, લવજેહાદ વુમન્સ રાઇટ્સ પર સેમિનાર, મહિલાઓ માટે ધર્મશિક્ષણ તેમજ સ્વરક્ષણ નું પ્રશિક્ષણ આપેલ,

કેન્દ્રિય સમાજ ની ગૌરવ યાત્રા નું આયોજન શ્રીરામપુર સમાજ, કોપરગાવ સમાજ, જલગાંવ સમાજ, ચાલીસગાવ સમાજ, ધુલીયા સમાજ, ઔરંગાબાદ સમાજોમાં કરવામાં આવેલ. જેમાં ABKKPS ના ઉપપ્રમુખ શ્રી જેન્તીભાઈ રામાણી ન્યાય સમિતિના પ્રમુખ શ્રી મનુભાઈ નાકરાણી મહારાષ્ટ્ર ઝોન ખંડ પ્રભારી શ્રી રતનશીભાઈ દિવાણી ધર્મ જાગરણ સમિતિ ના શ્રી નીતિનભાઈ નાકરાણી ઝોન પ્રમુખ શ્રી જેઠાભાઇ દીવાણી મધ્ય મહારાષ્ટ્ર હિંમતભાઈ દીવાણી મધ્ય મહારાષ્ટ્ર મહિલા સંઘ પ્રમુખ સૌ હેમલાતાબેન સાંખલા દ્વારા સમાજને માર્ગદર્શન કરવામાં આવેલ.

કેન્દ્રીય સમાજના અભિયાન રદ્દી થી સમૃદ્ધિમાં યોગદાન અને શ્રીસમાજના ભૂમિદાનમાં સારું યોગદાન આપેલ

કોપરગાવ સમાજ ખાતે મધ્ય મહારાષ્ટ્ર ઝોન ની જનરલ સભા નું આયોજન કરવામાં આવ્યું હતું તેમાં કેન્દ્રિય સમાજ ના પ્રમુખશ્રી ઉપસ્થિત રહ્યા હતા

દિવાળી બોણી ની ભેટ સંપૂર્ણ રકમ કેન્દ્રીય સમાજને મોકલાવી આપેલ છે.

ઓરંગાબાદ સમાજમાં બિઝનેસ ટ્રાન્સફોર્મેશન ઓન લને મેનેજમેન્ટનું વિષયનું સુંદર આયોજન કરવામાં આવેલ જેમાં વક્તા શ્રી નીલેશ સુરાણા દ્વારા માર્ગદર્શન કરવામાં આવેલ.

ઝોનના પ્રતિનિધિઓ દ્વારા સનાતની શતાબ્દી મહોત્સવને સફળ કરવા માટે રદીથી સમૃદ્ધિ, દિવાળીબોણી, ભૂમિદાનની જનજાગૃતિ માટે ઔરંગાબાદ, જાલના, પરભણી, નાંદેડ, પરલી વૈજનાથ આદિ ઠેકાણે સંપર્ક યાત્રા કરવામાં આવેલ.

**પ્રમુખશ્રી**
**જેઠાભાઇ રતનશીભાઇ દિવાણી**

**મહામંત્રીશ્રી**
**શંકરલાલ રાજારામભાઇ લીંબાણી**

# દક્ષિણ મહારાષ્ટ્ર ગોવા ઝોન

૧. ઝોન સમાજમાં દરેક ઘટક સમાજોમાં ભાવિ પેઢીમાં સનાતની સંસ્કારના સિંચન કરવા હેતુ ૪૦ જેટલા બાળ સંસ્કાર કેન્દ્રો નિયમિત ચલાવવામાં આવી રહેલ છે.

૨. ૧૪ ફેબ્રુઆરીના દરેક ઘટક સમાજોમાં માતૃ-પિતૃ વંદનાના કાર્યક્રમો લેવામાં આવેલ હતા.

3. સમાજના ભાવિ ઘડતર અને કૌટુંબીક વારસાકીય વ્યવસ્થાના ભાગ રૂપે ઝોન સમાજની ૮ ઘટક સમાજોમાં ચાલુ વર્ષે શ્રેષ્ઠ સંતાન પ્રાપ્તિની શિબીરોનું આયોજન કરવામાં આવેલ હતું.

૪. દરેક સમાજોની સાંપ્રદ સમસ્યાના નિવારણ હેતુ અને દરેક પરિવારની દિકરીને ઉંમર સાથે યોગ્ય માર્ગદર્શન મળી રહે તે ઉદ્દેશથી ઝોન સમાજમાં સંસ્કારી સ્માર્ટ ગર્લ ના બે દિવસીય શિબિરનું આયોજન ખેડ મુકામે કરવામાં આવેલ હતું.

૫. ઝોન સમાજના ઈશ્વરપુર સમાજ મુકામેં તારીખ ૨૮-૨૯ ઓક્ટોબર ૨૦૨૨ ના રોજે દિકરા-દિકરીઓ માટે ઉડાન હમારીનો કાર્યક્રમ લેવામાં આવેલ હતો.

૬. શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન સંસ્કારધામ દેસલપરથી આવેલ ધર્મ પ્રસારક સમિતિના સભ્ય એવા શ્રી વલ્લભકૃષ્ણજી શાસ્ત્રી અને હરિકૃષ્ણ શાસ્ત્રીજી સુરતથી પધારેલ હતા જેઓએ લાજા, રત્નાગીરી, ગોવા અને સાંગલી સમાજ ભવન મુકામે આધ્યાત્મિક અને સામાજિક વિષયો પર માર્ગદર્શન પૂરું પડેલ હતું.

૭ . પરિવાર પ્રાર્થનાનું અભિયાન દરેક ઘટક સમાજોમાં ચાલુ કરવામાં આવેલ છે જેમાં દરેક ઘટક સમાજમાં સંધ્યાપાઠની નકલો પહોંચાડવામાં આવેલ છે અને દરેક ઘરોમાં પરિવાર પ્રાર્થના થાય તેવા પ્રયાસો કરવામાં આવે છે.

૮. ઝોન સમાજમાં ચાલુ વર્ષે ખેડ મુકામે ગૌ-સેવાના લાભાર્થે શ્રીમદ ભાગવત સપ્તાહનું આયોજન, ઇચલકરંજી મુકામે ભાગવત સપ્તાહનું આયોજન અને સાંગલી પાટીદાર સમાજ દ્વારા શિવપુરાણ કથાનું આયોજન કરી ઝોન સમાજમાં ધાર્મિક અને આધ્યાત્મિક વાતાવરણ નિર્માણ કરવામાં આવેલ હતું.

૯. સનાતની શતાબ્દી મહોત્સવના પ્રથમ ચરણમાં સિકંદરાબાદ મુકામે ક્રિકેટ અને વોલીબોલ ટુર્નામેન્ટ યોજાયેલ હતી. જેમાં ઝોન સમાજની ક્રિકેટ અને વોલીબોલ ટીમોએ ભાગ લીધેલ હતો આ ટુર્નામેન્ટમાં વોલીબોલની ટીમ ઉપવિજેતા સાથે બેસ્ટ ખેલાડીના મુખ્ય ચાર એવોર્ડ મેળવીને ઝોન સમાજના રમતવીરોએ શાનદાર પ્રદર્શન કરેલ હતું

૧૦. શ્રી સમાજના સનાતની શતાબ્દી મહોત્સવના અગોતરા આમંત્રણ નિમિત્તે ઝોન સમાજમાં ગૌરવ યાત્રાનું સાંગલી,સાતારા, કોલ્હાપુર, લાંજા અને મડગાવ એમ પાંચ ચરણમાં સભાનું આયોજન કરવામાં આવેલ હતું

૧૧. ઝોન સમાજોમાં ચાલુ વર્ષે વિવિધ રમતો ઉત્સવનું આયોજન કરવામાં આવેલ હતું જેમાં ઇશ્વરપુર, ચિપલુન, કરાડ, પલુસ, રત્નાગીરી, સાવંતવાડી, કોલ્હાપુર, સાતારા સીટી, માપસા એમ દરેક જગ્યાએ ક્રિકેટ ટુર્નામેન્ટનું આયોજન કરવામાં આવેલ હતું અને સાંગલી, રત્નાગીરી, મહાડ, ચિપલુણ અને દાપોલી મુકામે શૂટિંગ વોલીબોલની ટુર્નામેન્ટનું ઝોન અંતર્ગત આયોજન કરવામાં આવેલ હતું.

૧૨. ઝોન સમાજનામાં બાળકોમાં સાહસિકતા આવે હેતુ માપસા, સાવંતવાડી, કોલ્હાપુર અને મહાડ મુકામે વિવિધ ટ્રેકિંગના કાર્યક્રમના આયોજન કરવામાં આવેલ હતા.

૧૩. ચાલુ વર્ષે ઝોન સમાજમાં સનાતનની વિર સ્વ. વસંતભાઈ ધોળુને રકતાંજલિ સ્વરૂપે દરેક ઘટક સમાજોમાં રકતદાન શિબિરોનું આયોજન કરવામાં આવેલ હતું જેમાં ટોટલ ૧૦૫૨ જેટલા રક્ત યુનિટનું કલેક્શન કરવામાં આવેલ હતું.

૧૪. મિશન ગ્રીન ઈન્ડિયા અંતર્ગત ઝોન સમાજના દરેક ઘટક સમજોમાં વૃક્ષારોપણના કાર્યક્રમ કરવામાં આવેલ હતા જેમાં ૮૯૦ વૃક્ષોનું વાવેતર થઈ ગયેલ છે તેની સાથે તેના જતન માટે પણ બાંહેધરી લેવામાં આવેલ હતી.

૧૫. શ્રી રત્નાગીરી સિંધુદુર્ગ જિલ્લા પાટીદાર સમાજ અંતર્ગત બિઝનેશ સેમિનારનું દાપોલી મુકામે આયોજન કરવામાં આવેલ હતું યુવાઓએ આ સેમિનારમાં GST, લઘુ ઉદ્યોગ અને સરકારી સ્કીમો તેમજ બેન્કિંગ વ્યવસ્થા પર માર્ગદર્શન મેળવેલ હતું. તેમજ તા. 30-૩૧ જુલાઈ ૨૦૨૩ ના ગોવા મુકામે બિઝનેશ રાઈઝર સેમિનારનું આયોજન કરવામાં આવેલ હતું યુવાઓએ ભાગ લીધેલ હતો આ સેમિનારમાં વક્તાઓ અને માર્ગદર્શક આપણી જ સમાજના સફળ ઉદ્યોજક રહેલા હતા.

૧૬. યુવા સુરક્ષા કવચ અંતર્ગત ચાલુ વર્ષે ૧૨૩ નવા સભ્યોને YSK પરિવારમાં જોડેલ છે તેમજ દર વર્ષે આવતા સહયોગનિધિના બિલનું સમય પહેલા ૧૦૦% ભરણું પણ કરવામાં આવેલ છે.

૧૭. ફેમિલી અપડેટનું કાર્ય સો ટકા કરવામાં આવેલ છે

૧૮. ઝોન સમાજ મારફત દિવાળી બોણી દર વર્ષે સો ટકા વસૂલ કરીને કેન્દ્ર સમાજમાં સમયસર મૂકવામાં આવે.

**પ્રમુખશ્રી**
**પુરષોત્તમભાઈ અખેઈભાઈ રૂડાણી**

**મહામંત્રીશ્રી**
**કાંતિભાઈ રવજીભાઈ ઠાકરાણી**

## પુના ઝોન

ઓગસ્ટ – ૨૦૨૨ :-

સાંસ્કૃતિક અને રમતગમત હરીફાઇ, તેજસ્વી બાળકો માટે સરસ્વતી સન્માન કાર્યક્રમ, યુવાઓ માટે "ગુણ પ્રગટ" કાર્યક્રમ "સ્ટાર યાર કલાકાર" કાર્યક્રમનું આયોજન, ૭૬ માં સ્વાતંત્ર્ય દિવસની સર્વે ઘટક સમાજો દ્વારા ઉજવણી,

જાન્યુઆરી – ૨૦૨૩ :-

૭૪ માં ગણતંત્ર દિવસની ધામધૂમથી ઉજ્મણી અને ધ્વજારોહણ, બાળકો દ્વારા રાષ્ટ્રગીત અને શૌર્ય ગીતોની રજૂઆત, સમાજના ભાઈ-બહેનોની મોટી સંખ્યામાં ઉપસ્થિતિ. ટોટલ મેડીકલ કેમ્પ નું પાટીદાર ભવન પૂના મુકામે આયોજન.

માર્ચ – ૨૦૨૩ :-

"ઈન્ટરનેશનલ વુમન્સ ડે" નું આયોજન. ઝોન સમાજના યુવાનોને આર્થિક માર્ગદર્શન માટે બીઝનેસ સેમિનારનું આયોજન કરવામાં આવેલ જેમાં આપણી જ સમાજના સફળ ઉદ્યોગપતિઓ દ્વારા બોટ ક્લબ પૂના મુકામે સેમિનારમાં માર્ગદર્શન આપવામાં આવેલ.

શ્રી અ. ભા. ક. ક. પાટીદાર સમાજના પદાધિકારીઓ નું પૂના-મંચર મુકામે આગમન તેમજ આગામી શતાબ્દી મહોત્સવ નિમિતે આગોતરાં આમંત્રણ, શ્રી સમાજ દ્વારા ચાલતી વિવિધ યોજનાઓની માહિતી તેમજ ગતિવિધિઓના અહેવાલની રજૂઆત.

શ્રી સમાજ દ્વારા નિર્ધારિત ભૂજ મુકામે ભૂમિદાન માટે ઘટક સમાજો દ્વારા સંકલન તેમજ રદ્દી થી સમૃદ્ધિ ની રાશી નું સંકલન કરીને શ્રી સમાજને સોપવામાં આવેલ.

એપ્રિલ – ૨૦૨૩ :-

પુના ઝોનની સામાન્ય સભા,

૧૩ થી ૧૫ વર્ષના વિર્ધાર્થીઓ માટે સમર કેમ્પનું આયોજન, યુવા મંડળ દ્વારા રાત્રી ક્રિકેટનું આયોજન, યુવકો તેમજ યુવતીઓની ટીમનો સમાવેશ. શ્રી લક્ષ્મીનારાયણ સંસ્થાન કેન્દ્ર દ્વારા ધર્મ જાગૃતિ અર્થે પ્રવચન તેમજ ભક્તિરસ કાર્યક્રમનું આયોજન. શ્રી સમાજના નિર્ધારિત નીતિનિયમોનું મહિલા મંડળો દ્વારા ચર્ચા વિચારણા બાદ અધિવેશનમાં સુધારા વધારાઓની સૂચનાઓ શ્રી સમાજને મોકલવામાં આવેલ.

મે – ૨૦૨૩ :-

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ દ્વારા આયોજિત શતાબ્દી મહોત્સવમાં મોટી સંખ્યામાં યુવાન ભાઈ-બહેનો તેમજ વડીલોનો મોટી સંખ્યામાં ઉપસ્થિતિ. શોભાયાત્રા દરમ્યાન પ્રથમ ક્રમાંકે રહીને ભક્તિશક્તિના પ્રદર્શન દ્વારા સુંદર ઝાંખીની રજૂઆત.

સાંસ્કૃતિક કાર્યક્રમમાં ઝોનની બાળાઓ દ્વારા રાસગરબાનું સુંદર પ્રસ્તૃતિકરણ દ્વારા દ્વિતીય કમાંક મેળવેલ.

જુન – ૨૦૨૩ :-

૧૦ મી, ૧૨ મી અને ગ્રેજુએટ વિર્ધાર્થીઓ માટે "કેરિયર ગાઈડન્સ" નું આયોજન,

શ્રી કેશરા પરમેશ્વરા અને નારાયણબાપા જન્મ જયંતિ નિમિતે બ્લડ ડોનેશન કેમ્પ દરેક સમાજોમાં આયોજન,

આયુર્વેદિક તેમજ ફિઝીઓથેરેપી એક્યુપ્રેશર કેમ્પનું આયોજન સારવાર અને દવા વિતરણ,

"વર્લ્ડ યોગા ડે" નું સુંદર આયોજન,

જુલાઈ – ૨૦૨૩ :-

ટ્રી પ્લાન્ટેશન નું આયોજન "વર્લ્ડ એન્વાયરમેન્ટ ડે", કારોબારી સભામાં વર્ષ દરમિયાન આયોજીત કરવામાં આવનાર કાર્યક્રમની યાદી તૈયાર કરવામાં આવેલ, બાળ શિબિરનું આયોજન, અનાથ બાળકોને ભોજન અને પુસ્તકો-નોટબુકનું વિતરણ, કૃષી પર્યટન નું આયોજન, ગુરુપૂર્ણિમા ઉત્સવ માં માતૃ-પિતૃ પુજનનો કાર્યક્રમ. મહિલામંડળ દ્વારા માતૃવંદનના કાર્યક્રમનું સુંદર આયોજન.

| | |
|---|---|
| **પ્રમુખશ્રી** | **મહામંત્રીશ્રી** |
| **પ્રો.ડો. પુરૂષોત્તમભાઈ ખીમજીભાઈ પોકાર** | **ચતુરભાઈ રતનશીભાઈ લીંબાણી** |

# દક્ષિણ ગુજરાત ઝોન

દક્ષિણ ગુજરાત ઝોન કપરી પરિસ્થિતિ હોય કે સામાન્ય સંજોગો હોય સમાજના સદસ્યોના હિત સ્વાસ્થ્ય અને સુખાકારી માટે હર હંમેશ સમાજ જનોના પડખે ઉભારહી તેમને સામાજિક હૂંફ, સાંત્વના સાથે સહાયરુપ થવા સતત પ્રયત્નશીલ રહેલ છે.

શ્રી સમાજ દ્વારા આયોજિત સનાતની શતાબ્દી મહોત્સવમાં ખુબજ ઉત્સાહ અને ઉમંગ પૂર્વક બાળકો, યુવાઓ, નારી શક્તિ સહિત દક્ષિણ ગુજરાતના સમાજ જનો સહભાગી થયા હતા. શતાબ્દી મહોત્સવના ભવ્ય આયોજનમાં સમાજના દરેક પરિવારનું યોગદાન હોય એવી પહેલ એટલે "રદ્દી થી સમૃદ્ધિ" યોજનામાં તમામ ઘટક સમાજના સહયોગ થાકી રૂપિયા 14,68,630 અને દાતાઓના સહયોગ થાકી 8,40,000 આમ રૂપિયા 23,08,630/- જેવી માતબર રકમનો સહયોગ શ્રી સમાજના શતાબ્દી મહોત્સવના આયોજનમાં જમા કરાવી એક ઉત્તમ ઉદાહરણ પ્રસ્થાપિત કરેલ.

શતાબ્દી મહોત્સવમાં શોભા યાત્રામાં સમાજના આદ્ય સુધારક કેશરાપરમેશ્વર, નારણ રામજી લીંબાણી, સરદાર પટેલ અને સ્વામી વિવેકાનંદના સુંદર વેશભુષામાં લાઈવ પાત્રો સાથે જોડાઇ અનેરુ આકર્ષણ જગાવેલ હતું.

દક્ષિણ ગુજરાત ઝોનની સામાન્ય સભામાં વિડિઓ કલીપ દ્વારા વિસ્તાર પૂર્વક "દિવાળી બોણી" યોજનાની રકમનો ઉપયોગ કઈરીતે સમાજ જનોના હિત માટે થાય છે. નિરાધાર સહાય, પ્રમુખશ્રીની રાહત નિધી અને શૈક્ષણિક સહાય સ્વરુપે સમાજ જનો પાસે આપણી નાનકડી સહાય લાખો રુપિયા બનીને પહોંચે છે તેની સંપૂર્ણ માહિતી સમાજ જનો સુધી પહોંચાડી ઘટક સમાજોમાંથી દિવાળી બોણીની રકમ હંમેશની જેમ ઉગરાવી શ્રી સમાજમાં જમા કરાવી સમાજ પ્રત્યેની પ્રતિબધ્ધતા પ્રસ્થાપિત કરેલ.

કેન્દ્રિય સમાજ દ્વારા ભુજ ખાતે જમીનના ભૂમિદાન પેટે ઝોન સમાજ દ્વારા 800 વાર દાતા શ્રીસમાજમાં નોંધાવી અભિયાનને સફળ બનાવવા કટ્ટીબદ્ધતા દર્શાવેલ છે શ્રી સમાજની વિચારધારા અને આદેશોનું પ્રામાણિકતાથી સમગ્ર દક્ષિણ ગુજરાતની ઘટક સમાજોમાં યોગ્ય રીતે પાલન થાય તે માટે અવાર નવાર ઘટક સમાજો સાથે સંકલન અને ચર્ચા વિચારણા કરી વિવેકપૂર્ણ અભિગમ દાખવી શ્રી સમાજની વિચારધારા અને આદેશોનું પરિણામ લક્ષી અસરકારક અમલ થાય તે માટે દક્ષિણ ગુજરાત ઝોન સમાજ સતત પ્રયત્નશીલ રહેલ છે.

દક્ષિણ ગુજરાત ઝોન સમાજ દરવર્ષે સમૂહલગ્ન સમરોહનું આયોજન કરે છે. ગત વર્ષે 27 મા સમૂહલગ્ન સમારોહનું આયોજન કારતક સુદ 11 સવંત 2079 તા. 04-11-2022 શુક્રવાર તુલસી વિવાહ ના શુભ દિવસે SUV કેમ્પસ, વલથાણ ખાતે કરેલ જેમાં 36 દિકરીઓને દામ્પત્ય જીવનમાં પગલાં પાડવા સુવર્ણ, ચાંદીની ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની 500ગ્રામની મૂર્તિ અને જરૂરી ઘર વપરાશની ચીજ વસ્તુઓ કન્યાદાન સ્વરૂપે અર્પણ કરી ઝોન સમાજના આંગણે થી વિદાય આપવા માં આવેલ હતી. સમુહલગ્ન સમારોહમાં પરણનાર તમામ દિકરીઓને સરકારી યોજના કુંવરબાઈનું મામેરું અને લગ્નના સાત ફેરા અંતર્ગત મળતી આર્થિક સહાય આપાવવાના પ્રયાસ કરેલ અને કાયદેસર લગ્નની નોંધણી કરાવી લગ્ન સર્ટિફિકેટ તમામ દીકરીઓને આપેલ. દક્ષિણ ગુજરાત ઝોન આયોજિત 27 મા સમૂહલગ્ન સમારોહના દિવસે સમૂહલગ્નની સાથે સાથેવિનામૂલ્યે બોડીચેકઅપ કેમ્પનું પણ આયોજન કિરણ હોસ્પિટલ સુરત અને દક્ષિણ ગુજરાતના આપડી સમાજના ડોક્ટરોની ટીમની સાથે DGR હેલ્થ એન્ડ ડિઝાસ્ટરની ટીમના સહયોગથી SUV કેમ્પસ, વલથાણ ખાતે આયોજન કરવામાં આવેલ. આગામી 28મો સમુહલગ્ન સમારોહ તા. 23-11-2023 તુલસી વિવાહના દિવસે SUV કેમ્પસ ખાતે થવા જઈ રહેલ છે, તે માટે નોંધણી કાર્ય ચાલું છે.

સમાજની યોજનામાં સર્વે સહભાગી થાય તથા યોજનાના લાભ સર્વ સુધી પહોંચે તે ઉદ્દેશ સાથે સમૂહલગ્નમાં ભાગ લેનાર દિકરા પક્ષ માટે ફેમીલી આઇ ડી તેમજ, YSK ફરજીયાત છે અને દિકરી પક્ષ માટે ફેમીલી આઇ ડી ફરજીયાત કરેલ છે.

"આરોગ્યનિધિ" અંતર્ગત દક્ષિણ ગુજરાતના સમાજ જનો માટે મેડિકલ સહાય આપવાનું શરૂ કરવામાં આવેલ જે અનુસાર અત્યાર સુધી 18 પરિવારોને 9,60,000/- રુપિયાની આર્થિક સહાય ઝોન સમાજ દ્વારા આરોગ્યનિધિ સ્વરૂપે આપવામાં આવેલ છે.

વર્ષ દરમ્યાન દક્ષિણ ગુજરાત લેવલે વોલીબોલ ટુર્નામેન્ટ, ક્રિકેટ ટુર્નામેન્ટ જેવી રમતો સાથે સાથે વિવિધ યુવામંડળોમાં બ્લડ ડોનેશન કેમ્પ કરવામાં આવેલ, કિરણ હોસ્પિટલના સહયોગથી 50% નારાહત દરે હેલ્થ ચેકઅપ, મહિલાઓ માટે સુપર મોમના કાર્યક્રમ, રાજકીય જાગૃતિ અભિયાન, વિશ્વ યોગદીવાસની ઉજવણી, લીડરશીપ ડેવલોપમેન્ટ ટ્રેકિંગ જેવા વિવિધ આયોજન દક્ષિણ ગુજરાત રીજીયન અને યુવામંડળોના સહયોગ થકી "યુવાઓની પાંખ અને વડીલોની આંખ" ના સમન્વયથી કરવામાં આવેલ.

આમ શ્રી દક્ષિણ ગુજરાત કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ ઝોન સમાજના સર્વાંગી વિકાસ અને ઉત્થાન માટે પોતાનું ઉત્તરદાયિત્ય નિભાવવા હર હમેશાં કટિબદ્ધ છે.

**પ્રમુખશ્રી**
**રમેશભાઇ વાલજીભાઇ પારસીયા**

**મહામંત્રીશ્રી**
**હરેશભાઇ શિવજીભાઇ રામાણી**

# મધ્ય ગુજરાત ઝોન

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ રચિત મધ્ય ગુજરાત ઝોન પોતાનો વાર્ષિક અહેવાલ રજૂ કરતા હર્ષની લાગણી અનુભવી રહ્યો છે, અમો મધ્ય ગુજરાત ઝોન હંમેશા શ્રી સમાજના આદેશોનું પાલન કરતાં આવ્યા છીએ, જેના ભાગરૂપે ભુજ ખાતે સંપાદન કરેલ જમીનના ભૂમિદાન માટે ઝોનને ૭૫૦ વારનો લક્ષ આપવામાં આવેલ જેમાં અત્યાર સુધી અમારા ઝોન એ ૫૯૦ વાર નો લક્ષ પૂર્ણ કરેલ છે અને બાકી રહેતો ૧૬૦ વારના લક્ષ ને પૂર્ણ કરવા પ્રતિબંધ છીએ તેની ખાતરી આપીએ છીએ.

શ્રી સમાજ દ્વારા સનાતની શતાબ્દી મહોત્સવ તેમજ સમાજનું પ્રથમ સનાતની અધિવેશનનું આયોજન તા. ૧૧ થી ૧૪ મે ૨૦૨૩ મુકામે કરવામાં આવેલ જેના ખર્ચને પહોંચી વળવા માટે રદી થી સમૃદ્ધિ ની સ્કીમમાં ઝોન દ્વારા ૨,૭૦,૦૦૦/- અંકે બે લાખ સીત્તેર હજાર રૂપિયા નું યોગદાન આપવામાં આવેલ તદ્ ઉપરાંત ઝોનના સખી દાતાઓ તરફથી પણ રૂપિયા ૨૪,૦૦,૦૦૦/- અંકે ચોવીસ લાખ પુરા નું યોગદાન આપવા અમો સહભાગી બન્યા છીએ. સાથે સાથે અમારા ઝોન દ્વારા ઝોનની તમામ ઘટક સમાજો પાસેથી દિવાળી બોણીની રકમ સમયસર ઉઘરાવી જમા કરાવી આપીએ છીએ.

શ્રી સમાજ દ્વારા એલ.એસ. ભાવાણી હોસ્ટેલ ના સંચાલનની જવાબદારી મધ્ય ગુજરાત ઝોનને સોંપેલી છે જેનું સંચાલન આણંદ સમાજના સભ્ય શ્રી અને ઝોન સહમંત્રી ચંદુભાઇ ભાદાણી તેમજ ઝોનના ન્યાય સમિતિના ચેરમેન મહેન્દ્રભાઇ પોકાર કરી રહ્યા છે, હોસ્ટેલમાં અત્યારે 150 વિદ્યાર્થી રહી વિવિધ કોલેજોમાં અભ્યાસ કરી રહ્યા છે, બંને મિત્રોના સુંદર સંચાલન થકી આપણે હોસ્ટેલ ખાતે ૩૫ KVR નું સોલાર પ્લાન્ટ નાખી શક્યા છીએ. હોસ્ટેલની ફીસ આપણી સમાજનો છાત્ર હોય તો ૧૫,૦૦૦/- પંદર હજાર અને ઈતર જ્ઞાતિ માટે ૧૮,૦૦૦/- અઢાર હજાર રાખેલ છે, જ્ઞાતિજનોને હોસ્ટેલ નો લાભ લેવા નમ્ર વિનંતી.

શ્રી સમાજ દ્વારા ચાલતી સહાય યોજના સંદર્ભે અમારા ઝોનમાં ઉચ્ચ શિક્ષણ સહાય યોજના હેઠળ ૩,૫૦,૦૦૦/- અને પ્રમુખશ્રીના રાહત ફંડમાંથી આકાશમીક આપદા પેટે ૩,૫૦,૦૦૦/- અંકે ત્રણ લાખ પચાસ હજાર ઝોનની ભલામણથી સભ્યોને મળેલ છે તે બદલ મધ્ય ગુજરાત ઝોન શ્રી સમાજ નો આભાર વ્યક્ત કરે છે.

ઝોનમાં સામાજિક પ્રવૃત્તિમાં ઝોનના ત્રણેય વિભાગમાં ખૂબ જ સરસ રીતે સમૂહ લગ્નનું આયોજન કરવામાં આવેલ છે, જેની ફળશ્રુતિએ આ વર્ષે 24 9દંપતીએ પ્રભુતામાં પગલાંમાં પાડેલ, તે સિવાય યુવા સંઘ સરદાર પટેલ દ્વારા સાત વચન કાર્યક્રમનું આયોજન કરેલ જેમાં 65 યુગલોએ ભાગ લીધેલ, અન્ય એક કાર્યક્રમ ડાકોર ખાતે ડાંડિયા કાર્નિવલ રાખેલ જેમાં 2000 સભ્યોએ ભાગ લીધેલ, વિશેષમાં સનાતની શતાબ્દી મહોત્સવના આગોતરા આમંત્રણ આપવા માટેનું ત્રણેય વિભાગમાં સુંદર આયોજન સાથે ઘેર ઘેર પત્રિકા પહોંચાડી સૌને મહોત્સવમાં પધારવા ભાવભીનું આમંત્રણ પાઠવેલ, શતાબ્દી મહોત્સવના પ્રથમ દિવસે શોભાયાત્રામાં ઝોન વતી યુવાઓ દ્વારા સરદાર પટેલના નામને શોભે તેવી "અખંડ ભારતના શિલ્પી" ને સાર્થક કરતી વલ્લભભાઇ પટેલ ના સ્ટેચ્યુ સાથે ઝાંખી પ્રસ્તુત કરેલ જે સરાહ અન્ય હતી.

**પ્રમુખશ્રી**
**C.A. ધરમશીભાઇ તેજાભાઇ પોકાર**

**મહામંત્રીશ્રી**
**ભરતભાઇ મગનભાઇ લીંબાણી**

# અમદાવાદ ઝોન

નખત્રાણા ખાતે યોજાઈ ગયેલ સનાતન શતાબ્દી મહોત્સવ સફળતાપૂર્વક પાર પાડવા બદલ સમગ્ર ટીમને અમદાવાદ ઝોન સમાજ વતી ખૂબ ખૂબ અભિનંદન સમાજમાં વિવિધ સેવાકીય પ્રવૃતિ ખુબજ સુવ્યવસ્થિત રીતે થઈ શકે તે માટે ઝોનના પૂર્વ હોદ્દેદારશ્રીઓ દ્વારા મુખ્ય ચાર પ્રકારની સમિતિનું ગઠન કરવામાં આવ્યું છે.

૧) સમૂહ લગ્ન સમિતિ :- ઝોન દ્વારા છેલ્લા ૧૧ વર્ષથી સમૂહલગ્ન યોજવામાં આવે છે. કોરોના કાળ જેવી કુદરતી આફતને લઈ ૧ વર્ષને બાદ કરતાં અવિરત ૧૧ વર્ષ સમૂહ લગ્નોત્સવ ખુબજ ઉત્સાહ અને ઉમંગથી ઉજવવામાં આવે છે કોરોનાને લઈને દશાબ્દી વર્ષ ગયા વર્ષે ઉજવવાનું હતું પરંતુ કુદરતી આફતને લઈ ૧ વર્ષ મોડું એટલેકે ચાલુ વર્ષે સમાજજનોના ખુબજ ઉત્સાહ અને ઉમંગ વચ્ચે ત્રિદિવસીય મહોત્સવના રૂપમાં વિશ્વ ઉમિયા ફાઉન્ડેશન, જાસપુર ખાતેના કેમ્પસમાં ઉજવવામાં આવેલ પ્રથમ દિવસે રંગારંગ સાંસ્કૃતિક કાર્યક્રમ ખુબજ ઉત્સાહ પૂર્વક તમામ ૧૫ ઘટક સમાજોએ ભાગ લીધેલ દ્વિતીય દિવસે છેલ્લા દશ વર્ષ જેમણે ખુબજ નિષ્ઠાપૂર્વક કામ સંભાળેલ તે સર્વે કર્મયોગીનું સન્માન કરવામાં આવેલ. ત્રિદિવસીય લગ્નોત્સવમાં સર્વે ભાઈ-બહેન કાર્યકર્તા અને હોદ્દેદારોએ એક સરખાં વસ્ત્ર પરિધાન કરીને એકતાનું ઉત્તમ ઉદાહરણ પુરું પડેલ.

૨) આરોગ્ય સમિતિ :- જ્યારે અમદાવાદ મેડિકલ હબ બન્યું છે ત્યારે ખાસ કરીને કચ્છ અને અન્ય રાજ્યો માંથી પણ દર્દીઓ મેડિકલ સારવાર માટે અમદાવાદ આવતા હોય છે ત્યારે અજાણ્યા દર્દીઓને સંપૂર્ણ માર્ગદર્શન અને સાથ સહકાર મળી રહે તે માટે સમિતિ હંમેશા કાર્યરત રહે છે અત્યાર સુધી સમિતિના માધ્યમથી સેંકડો દર્દીઓ તેનો લાભ લઈ ચૂક્યા છે પૂર્વ ઝોન પ્રમુખશ્રી બાબુભાઈ માંકણીનો તેમાં ખુબજ સહકાર મળતો રહ્યો છે.

૩) આર્થિક સમિતિ:- આર્થિક સમિતિના નેજાહેઠળ પર્થ ક્રેડિટ સોસાયટી છેલ્લાં ૮ વર્ષથી કાર્યરત છે જે આપણાં જ સમાજના સભ્યો માટે કામ કરી રહી છે સામાન્ય બેંક કરતાં પણ ડિપોજીટ પર વધારે વ્યાજ આપીને સોસાયટીના સામન્ય ખર્ચ જેટલો વધારો ઘણી વ્યાજબી દરથી ધિરાણ પણ આપવામાં આવે છે. સભ્ય સંખ્યા આજે લગભગ ૧૦૦૦ને આંબવામાં આવી છે.

૪) ન્યાય સમિતિ :- ન્યાય સમિતિના અધ્યક્ષશ્રીના જણાવ્યા મુજબ સમગ્ર વર્ષ દરમ્યાન પ્રભુકૃપાએ એક પણ કેસ ન્યાય માટે આવેલ નથી. તેનો અર્થ એ પણ નથી કે ઝોનમાં કોઈ સામાજીક સમસ્યા નથી. પરંતુ દુ:ખની વાત એ છે કે આ કેસ બે પક્ષો દ્વારા નાની મોટી રકમ લઈને ઉકેલવામાં આવે છે. તે સમાજ માટે સારી બાબત નથી. જે પ્રમુખશ્રીના મનની વાત હતી.

૫) સાંસ્કૃતિક સમિતિ:- માં ઉમિયા અને ઈષ્ટદેવ લક્ષ્મીનારાયણની કૃપાથી આપણી સમાજ પાસે વધુ છે, પરંતુ ધંધાકીય અને આર્થિકકામોના માનસિક થાક દૂર થાય અને મનોરંજન જેવા કાર્યક્રમ કરી સમાજજનો માનસિક હળવાશ અનુભવી શકે તે માટે આ સમિતિ કાર્ય કરે છે. તા. ૨૦/૦૮/૨૦૨૩ના રોજ ૧૦૦૦ ની સંખ્યાના વિશાળ આધુનિક હોલમાં ઝોનના શ્રેષ્ઠીજનોના આર્થિક યોગદાન અને તમામ સભ્યોએ ટિકિટ ખરીદીને નાટકને માણ્યુ હતું જેમાં સારું એવું ભંડોળ પણ એકત્રિત થયેલ આ ઉપરાંત કચ્છી સમાજ અમદાવાદ દ્વારા યોજના સાંસ્કૃતિક કાર્યક્રમમાં પણ આપણી સમાજના ઘણા બધા ભાઈ-બહેનો ભાગ લે છે.

૬) અન્ય પ્રવૃતિ:- અમદાવાદ ઝોનના વિવિધ નાના મોટા ઘટક સમાજમાં યોજાતા કાર્યક્રમમાં, જેવાં કે ધાર્મિક કાર્યક્રમ, મોટીવેશનલ પ્રોગ્રામ, આરોગ્યને લગતા સેમિનારમાં પણ તમામ સમાજજનોએ ભાગ લીધેલ. કેન્દ્રીય સમાજ દ્વારા ભૂમીદાન અંગે નાખેલ ટહેલ ઉપરાંત આપેલ ટાર્ગેટ પૂર્ણ કરવા ઝોન સમાજ અથાગ પ્રયત્ન કરી રહી છે નખત્રાણા ખાતે યોજાયેલ સનાતની શતાબ્દી મહોત્સવમાં સંપૂર્ણ ઝોનના સમાજજનોએ ખુબજ ઉમળકાભેર ભાગ લીધેલ. આ પૂર્વે કાર્યક્રમની જાણકારી અને આગોતરાં આમંત્રણ આપવા માટે કેન્દ્રીય સમાજના હોદ્દેદારશ્રીઓ અને ઝોન સમાજની હોદ્દેદારશ્રીઓએ સાથે રહીને ઘટક સમાજની સંપર્કયાત્રા સફળતાપૂર્વક પાર પાડેલ શતાબ્દી મહોત્સવમાં અમદાવાદ ઝોનના હોદ્દેદારશ્રીઓના પ્રયત્નથી શતાબ્દી મહોત્સવમાં સારી એવી રકમનું ફંડ એકઠું કરી નખત્રાણા ખાતે મોકલાવેલ છે. દર વર્ષની જેમ આ વર્ષે પણ પ્રણાલિકા પ્રમાણે ઝોન સમાજના હોદ્દેદારશ્રીઓ અને સલાહકારશ્રીઓ દરેક ઘટક સમાજની સંપર્કયાત્રા કરી કેન્દ્રીય સમાજની ગતિવિધિથી વાકેફ કરવામાં આવે છે.

**પ્રમુખશ્રી**
**C.A. રણછોડભાઈ નાનજીભાઈ પોકાર**

**મહામંત્રીશ્રી**
**તુલસીદાસભાઈ ખીમજીભાઈ ધોળુ**

# ઉત્તર ગુજરાત ઝોન

1) ઝોન દ્વારા દિવાળી બોણી 100% ઉઘરાવીને આપ શ્રી ને પહોંચતા કરેલ છે.
2) ઝોનમાં કલોલ મુકામે છેલ્લા 20 વર્ષથી સમુહ લગ્નનું સુંદર આયોજન કરવામાં આવે છે.
3) આ વર્ષે સૌથી વિશેષ છઠ્ઠા અધિવેશન નિમિત્તે ઝોનમાં સનાતની મહોત્સવ ની ઉત્સાહભેર ઉજવણી કરી. જેમાં આપણી શ્રી સમાજના ઉપપ્રમુખ શ્રી જેન્તીભાઈએ હાજર રહી ખૂબ ઉત્સાહપૂર્વ પાડ્યો હતો.
4) ઝોનમાં ગાંધીનગર સમાજમાં ચેક નિરાધાર સહાય શ્રી સમાજ દ્વારા આપવામાં આવી જેની દરેક સમાજો એ નોંધ લીધી અને ગાંધીનગર સમાજ અને તે પરિવાર શ્રી સમાજનો ખૂબ આભાર વ્યક્ત કરેલ છે.
5) હંમેશની જેમ આ વર્ષે પણ આજ સુધારક શ્રી કેસરા પરમેશરા ની 254મી જન્મ જયંતી ની ઉજવણી ઝોનની દરેક ઘટક સમાજ હોય ઉજવી હતી.
6) આ વર્ષે ઝોનમાં એક ક્રિકેટ ટુર્નામેન્ટનું આયોજન વિજાપુર ખાતે કરવામાં આવેલ જેમાં ઘટક સમાજમાંથી યુવકોએ ભાગ લઈ આયોજન સફળ બનાવેલ જેમાં એકતા અને સંપના દર્શન કરાવેલ જેમાં દરેક ટીમોએ ભાગ લઈ ટુર્નામેન્ટને સફળ બનાવવામાં ફાળો આપેલ.
7) દર વર્ષની જેમ આ વર્ષે પણ ઝોનમાં અમુક ઘટક સમાજમાં સંપર્ક યાત્રા કરવામાં આવી હતી જેમાં શ્રી સમાજની ગતિવિધિ તથા સંપ અને શાંતિના વિચારોને આપલે કરવામાં આવેલ.
8) આગામી મે માસમાં યોજાનાર અધિવેશનનું આમંત્રણ આપવા અને ગૌરવ યાત્રા અનુસંધાને તા. 6-4-2023 ના પધારેલ જેમાં ભુજ થી પ્રભારી શ્રી દામજીભાઈ તથા

હોદ્દેદારશ્રીઓ આવ્યા હતા જેમણે સૌ સદસ્યોનો ઉત્સાહ વધારી અધિવેશનમાં પધારવાનું આમંત્રણ પાઠવેલ.

9) આ વર્ષે આપણા છઠ્ઠા અધિવેશનમાં નખત્રાણા ખાતે ઝોનમાંથી સૌ સભ્યો પરિવારો સાથે ઉપસ્થિત રહી શોભામાં વધારો કરેલ અને અધિવેશનમાં પોતાનો સહકાર આપેલ અતિથિ દેવો ભવાની વ્યવસ્થાની પણ ખૂબ પ્રશંસા કરેલ છે.

10) આ વર્ષે વિશેષમાં શ્રી સમાજે ખરીદેલ જમીનના ભૂમિદાન અંગે દરેક ઘટક સમાજમાં મીટીંગો લઈ દાન માટે પ્રેરિત કરવામાં આવેલ અને સૌ કોઈ યથાશક્તિ દાન નોંધાવી રહ્યા છે.

11) વર્ષ દરમિયાન આજની પરંપરા મુજબ તહેવારો જેવા કે જન્માષ્ટમી નવરાત્રી દશેરા સમૂહ ભોજન શરદપૂર્ણિમા અને નવા વર્ષના સમૂહ મિલન દરેક ઘટક સમાજમાં આપણા સમાજના સંસ્કારો જળવાઈ રહે તે હેતુથી દરેક સમાજ અચૂક પણે કરી રહી છે.

12) ઉત્તર ગુજરાત ઝોન દ્વારા વર્ષ દરમિયાન કારોબારી પાંચ મીટીંગ થાય છે જેમાં સભ્યો દ્વારા સારા વાતાવરણમાં સમાજલક્ષી ચર્ચા વિચારણાઓ કરવામાં આવે છે. વર્ષ દરમિયાન એક જનરલ સભા તમામ ઘટક સમાજના મહિલા સંઘ યુવા સંઘ સાથે રાખીને કરવામાં આવે છે.

**પ્રમુખશ્રી**
**ઈશ્વરલાલ રતનશીભાઈ હળપાણી**

**મહામંત્રીશ્રી**
**રમેશચંદ્ર શિવજીભાઈ પોકાર**

# સાબરકાંઠા ઝોન

ઝોનમાં સંપર્ક યાત્રા દ્વારા જાગૃતિ કરી સમાજના પ્રશ્નોને વાંચા આપવાનું ભગીરથ પ્રયાસ, સંપર્ક યાત્રામાં મળેલ સૂચન મુજબ સમૂહ લગ્નની શરૂઆત કરી અત્યાર સુધીમાં કુલ  છ સમૂહ લગ્ન કરી 144 દીકરીઓના આશીર્વાદ મેળવેલ સાથે સાથે સમાજનું સનાતની સંગઠન મજબૂત બનાવેલ. તા. 4.12.2022 છઠ્ઠા સમુહ લગ્નનું આયોજન ઝોન પ્રમુખ રસિકભાઈ છાભૈયા ના અધ્યક્ષ સ્થાને મળેલ જેમાં ૧૯ નવદંપતીઓએ પ્રભુતામાં ભાગલા  પાક્યા. તેમાં કેન્દ્રીય સમાજના પ્રમુખશ્રી અબજીભાઈ કાનાણી અને તેમની ટીમ વિશેષ ઉપર સ્થિત રહેલ.

તારીખ 2.11.2022 ના રોજ ઝોનની મળેલ કારોબારીમાં કેન્દ્રીય મહિલા સંઘની મૂળ સુચના મુજબ સાબરકાંઠા મહિલા સંગ ઝોનની સ્થાપના કરી.

તારીખ 10-11-12-13-14 મે 2023 ના રોજ મળનાર શતાબ્દી અધિવેશનના આમંત્રણ માટે ગૌરવ યાત્રા તથા રદીથી સમૃદ્ધિના કાર્યક્રમને સમર્થન.

આમંત્રણ ગૌરવ યાત્રા  ગાંધીનગર, હિંમતનગર, તલોદ,અમીરગઢ, ઈકબાલગઢ રાખવામાં આવેલ.

તા 20/4/2023 કેન્દ્રીય સમાજમાં કારોબારીની મીટીંગમાં હાજરી આપેલ તેમજ તે દરમિયાન ગાંધીનગર અથવા અમદાવાદમાં વિદ્યાર્થી હોસ્ટેલ બનાવવા માટે સાબરકાંઠા ઝોનના અધ્યક્ષ સ્થાને અમદાવાદ અને અમરેલી ઝોનની સંગઠન મીટીંગ મળેલ અને તેનો અહેવાલ કેન્દ્રીય સમાજને આપેલ.

શતાબ્દી મહોત્સવ અધિવેશન પહેલા ઝોનમાં ઘર વાપસી નો પ્રયાસ કરી ૪ પરિવાર મૂળ પ્રમાણમાં જોડાયા. તેમજ શતાબ્દી મહોત્સવના ભવ્ય આયોજનમાં મોટી સંખ્યામાં ભાઈ બહેનો હાજર રહ્યા. તેમજ ઝોન ની સાથે મહિલા સંઘ તેમજ સાબર રીજીયનના સંહયોગથી સાબરકાંઠાની સંસ્કૃતિ દર્શાવતો લાઇવ ટેબ્લેટ ની ઝાંખી શોભાયાત્રામાં કરવામાં આવી.

**પ્રમુખશ્રી**
**રસીકભાઈ દેવજીભાઈ છાભૈયા**

**મહામંત્રીશ્રી**
**જેઠાભાઈ રામજીભાઈ હળપાણી**

# અરવલ્લી ઝોન

તા. ૧૪/૧૧/૨૦૨૨ ના રોજ ધનસુરા ખાતે અરવલ્લી ઝોન કારોબારીની મીટીંગ મળી જેમાં કેન્દ્ર સમાજની કારોબારી મિટિંગ અંગે તથા દિવાળી બોણીઅંગે ચર્ચા વિચારણા કરવામાં આવી.

ગત વસંત પંચમીના રોજ શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ ગુજરાત ધનસુરા આયોજિત સમૂહ લગ્નમાં ઝોનના હોદ્દેદારોએ હાજરી આપી.

ઝોનના માલપુર મેઘરજ વિસ્તારના કંપાઓમાં ઝોનના હોદ્દારોએ સમાજ સંપર્ક યાત્રા કરી. તેમાં ખાસ કરીને કેન્દ્રીય સમાજના પ્રોજેક્ટ ભુજ ખાતેની જમીન માટે ભૂમિદાન તેમજ સનાતની શતાબ્દી મહોત્સવના આયોજન અંગેની ચર્ચા, રદીથી સમૃદ્ધિની ચર્ચા તેમજ સમાજની ગતિવિધિઓની માહિતી આપી.

તા. 21 -22- 3 /20023 ના રોજ અરવલ્લી ઝોનના બાયડ અને ધનસુરા વિસ્તારના કંપાવોમાં સમાજ સંપર્ક યાત્રા કરી સમાજની ગતિવિધિ તથા રદી થી સમૃદ્ધિ, ભૂમિદાન તેમજ સમાજ ગૌરવ યાત્રાનમાં પધારવામાં સૌ સમાજનો ને આમંત્રણ આપવામાં આવ્યું.

અરવલ્લી ઝોન આયોજિત સમાજ ગૌરવ યાત્રાના કાર્યક્રમમાં મોડાસા, દહેગામ ડિવિઝન, ધનસુરા બાયડ, કપડવંજ, માધવ કંપા , તખતગઢ  વિસ્તાર માં  ગૌરવ યાત્રાનું આયોજન

